# તારક સંદેશ.

શ્રીયુત પી. પાવરી. બી. એસ. સી. એલ. સી. ઇ. ના

( The Message of the Star નું ભાષાંતર ).

અનુવાદક તથા પ્રકાશક:

મણિલાલ નથુભાઇ દોશી. બી. એ.

રતનપોળ–અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૩. સન ૧૯૨૭.

મૂલ્ય ૦-૩-૦.

પ્રસરેલી આશાના જવાબ રૂપે "ઉગતા સૂર્યનો વર્ગ" સ્થાપવામાં આવ્યો હતો. શરૂઆતમાં તે વર્ગ તદ્દન ખાનગી હતો, પણ ડૉ. એસન્ટે તે વાત ઉપાડી લીધી અને ૧૯૧૧ ના જુલાઈ માસમાં તે વર્ગને જાહેરાત આપવામાં આવી, અને તે વખતે તેનું યોગ્ય નામ **પૂર્વના તારાનું મંડળ**-અથવો **પૂર્વનો તારકસંઘ** એ રાખવામાં આવ્યું. પ્રથમ જે નિયમો ઘડવામાં આવ્યા હતા, તેમાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા, પણ સૌથી અગત્યનો ફેરફાર એ હતો કે ડૉ. એસન્ટે આ મંડળના **રક્ષકનો** ઓધ્ધો સ્વીકાર્યો અને મી જે. કૃષ્ણમૂર્તિએ તેનું પ્રમુખપદ સ્વીકાર્યું. આથી આ મંડળનો મોભો વધ્યો અને તેનું મહત્વ પણ વધ્યું. સઘળા ધર્મોના તથા સઘળી પ્રજાઓના પુરૂષો તથા સ્ત્રીઓ આ મંડળના સભાસદો છે, અને ૧૯૨૧ ના જુન માસમાં તેની સંખ્યા ૭૦૦૦૦ ની હતી.

આ મંડળની ખાસ નોંધવા લાયક હકીકત એ છે કે જગતના ઇતિહાસમાં પહેલીવારજ સઘળા જુદા જુદા ધર્મોને માનનારા એક સામાન્ય ધાર્મિક માન્યતાથી આ મંડળમાં દાખલ થયા છે. મહાન્ જગદ્ગુરૂ થોડા સમયમાં આવશે એવી સામાન્ય માન્યતાથી, મળેલા વખતમાં જગદ્ગુરૂને ઓળખવા અને તેમને આદર સત્કાર આપવા માટે યોગ્ય સેવકો તરીકે પોતાને કેળવવાને તેમજ તેમના આગમન માટે જગતને તૈયાર કરવાને પોતાનાથી બનતું કરવાને, તેઓ એક બીજા સાથે જોડાયા છે. આમ કરવાનો તેમનો હેતુ એ છે કે જ્યારે તે પધારે ત્યારે તેમના માર્ગમાં આ મંડળના પ્રયાસથી અડચણો કાંઇક ઓછી ઉભી થાય અને વિરોધ પણ કાંઇક ઓછો હોય.

આ સમયનાં ચિન્હો સૂચવે છે કે તેમના આગમનનો સમય ઘણો દૂર નથી અને મહાન્ જગદ્ગુરૂનું સમીપ આગમન એજ આ તારકનો

સંદેશ છે, અને તે સંદેશ પૂર્વનો તારકસંઘ આપી રહ્યો છે.

**પ્રશ્ન**—મહાન્ જગદ્‌ગુરૂ કોણ છે?

**ઉત્તર**—આ જગત્ એ અકસ્માત એકઠા થયેલા પરમાણુઓનું મિશ્રણ નથી કે જે પરમાણુઓ પોતાની મરજી માફક ગમે તેમ અજ્ઞાનતાથી ફર્યા કરે; પણ આ જગત તો એક જીવતું જાગતું બંધારણ છે, અને તેની પાછળ રહેલી શક્તિ કુદરતની શક્તિ રૂપે દેખાય છે. સઘળા સ્થૂલ બનાવોની પેલીપાર તથા પાછળી ચઢતા ઉતરતા દરજ્જાવાળું વિશ્વની વ્યવસ્થા કરનારૂં એક મહાન્ મંડળ છે. આ ગુપ્ત **વિશ્વ વ્યવસ્થાપક મંડળના સભાસદો** મનુષ્ય જાતિના વિકાસને દોરે છે, કુદરતના નિયમોને ચલાવે છે, અને જગતના બનાવોને દોરી રહ્યા છે. તેઓ આપણી મનુષ્યજાતિના રક્ષકો છે, અને મનુષ્યોના તથા જુદાં જુદાં ભુવનોના **ખરા** રાજ્યકર્તાઓ છે. અને પૃથ્વીના રાજાઓ, શિક્ષકો અને નેતાઓ તો ફક્ત તેમની **છાયા** રૂપ છે.

આ આંતરિક આધ્યાત્મિક રાજ્યના પણ સામાન્ય રાજ્યની માફક એક મહાન્ ઉપરિ છે. તે કેવળ મનુષ્યજાતિ પર રાજ્ય કરે છે, એટલું જ નહિ પણ દેખીતા અને નહિ દેખીતા સઘળા વર્ગ–જેવા કે ખનીજ વર્ગ, વનસ્પતિ વર્ગ, પશુ વર્ગ અને મનુષ્ય વર્ગ–પર રાજ્ય કરે છે, તેમજ ક્ષુદ્ર દેવતાઓ તથા કુદરતના દેવો તથા મોટા અને વિશાળ દેવો પર તેમની સત્તા ચાલે છે.

આ આધ્યાત્મિક રાજા જે આપણી પૃથ્વીના રાજા છે, તેમના હાથ નીચે આ વિશ્વની વ્યવસ્થા કરનાર મંડળના કામના જુદાં જુદાં ખાતાંઓ પાડવામાં આવ્યાં છે, અને દરેક ખાતાનો એક મહાન્ ઉપરિ હોય છે.

પ્રથમ ખાતું-રાજ્ય વ્યવસ્થા કરનારૂં ખાતું છે. તે કાયદાનું ખાતું છે. તે આપણા વિકાસને દોરે છે, આપણી પૃથ્વીના ગોળાનું બ્હારનું સ્વરૂપ ફેરવે છે, ખંડો રચે છે અને ભાંગે છે, અને મનુષ્ય જાતિની જુદી જુદી પ્રજાઓના નમુનાઓ ઘડે છે, અને તે તે પ્રજાઓએ લેવાનો કાયક્રમ રચે છે. આ વિશ્વ વ્યવસ્થાના નિયામક ખાતાના ઉપરી તે આપણા જગતના ઇશ્વર છે. વળી તે વિશ્વ વ્યવસ્થાપક મંડળના સૌથી મોટા ઉપરી છે. આ મહાન્ ઉપરિના હાથ તળે એક મહાન્ પુરૂપ છે. જેમનું નામ **મનુ** ભગવાન્ છે. અને આ "મનુ" એ શબ્દ ઉપરથી મનુષ્ય શબ્દ હયાતીમાં આવ્યો છે.

બીજું ખાતું શિક્ષણ ખાતું છે. જેમાં ધર્મ અને કેળવણીનો સમાવેશ થાય છે.

તેના ઉપરિ તેજ છે કે જેમને આપણે દરેક ધર્મના **સ્થાપક** તરીકે, દરેક પેગંબરને પણ પ્રેરણા કરનાર તરીકે, આપણા આત્મિક વિકાસના દોરનાર તરીકે, ગુરૂઓના ગુરૂ તરીકે, જગદ્‌ગુરૂ તરીકે, શિક્ષકોના મંડળના મુખ્ય નેતા તરીકે, અને દેવો તથા મનુષ્યના પરમ ગુરૂ તરીકે ઓળખીએ છીએ. હિંદુઓ તેમને **જગદ્‌ગુરૂ** તરીકે જાણે છે, અને બૌદ્ધ લોકો તેમને **બોધિસત્ત્વ** (જેનું સત્ત્વ જ્ઞાન છે) તરીકે ઓળખે છે.

આ **મનુ** અને **બોધિસત્ત્વ** ઇતિહાસમાં દરેક પ્રસંગે સાથે સાથે માલમ પડે છે. દરેકને પોતાનું કામ કરવાનું હોય છે, અને વિશ્વ વ્યવસ્થા કરવાની અને શીખવવાની શક્તિના આ બે મહાન્ નમુનાઓ તરીકે ઉભા છે.

**પ્રશ્ન**—જગદ્‌ગુરૂનું કાર્ય શું?

જગદ્‌ગુરૂનું ચોકસ કામ વિકાસક્રમને માર્ગે જગતના ધાર્મિક કલ્યાણની અને શિક્ષણની સંભાળ લેવાનું છે. મનુષ્યજાતિના આધ્યાત્મિક ભવિષ્યની તે દેખરેખ રાખે છે. તેમણે પોતેજ રૂપરેખા રૂપે સ્થાપેલા જુદા જુદા ધર્મોને તે દોરે છે, તેના પર આશીર્વાદ આપે છે, અને તેને ટકાવે છે. પોતાના કોઇ શિષ્યને અમુક ધર્મના નાયક અને રક્ષક તરીકે નીમે છે. તેમના પોતાના આશીર્વાદ તે સમયના સઘળા જીવતા ધર્મો પર વહે છે, અને નવા ધર્મની પ્રેરણા કરવાને, આ જગતમાં જુનો સંદેશ નવા રૂપમાં જાહેર કરવાને તે દરેક યુગમાં પ્રકટ થાય છે.

આખા જગતને સારૂ એકજ જાતનું ધર્મનું શિક્ષણ ચાલી શકે નહિ, તેથી જગદ્‌ગુરૂ પોતાની શાળાના જુદા જુદા વર્ગોની માફક જુદા જુદા ધર્મો સ્થાપે છે, અને લોકોની જુદી જુદી જરૂરીઆતો પ્રમાણે એક અથવા બીજા વર્ગમાં લોકોને મૂકે છે. આ પ્રમાણે સઘળા મોટા ધર્મો એકજ મૂળમાંથી આવેલા છે, અને મૂળરૂપમાં જગદ્‌ગુરૂએ તે સર્વે ધર્મોને સ્થાપ્યા છે. ખરી રીતે સઘળા જગતના ધર્મોનું મૂળ અને સિદ્ધાંતો એક સરખા છે; કારણ કે જગતના સઘળા ધર્મો તેજ સનાતન સત્યનાં જુદાં જુદાં રૂપો છે. પણ વખત જતાં તે ધર્મને માનનારાઓએ તે ધર્મના સ્થાપકોએ આપેલાં મૂળ શિક્ષણોને બગાડી નાખ્યા છે, અને અવળા રૂપમાં ફેરવી નાખ્યા છે.

**પ્રશ્ન.** જુદા જુદા જગતના ધર્મો આટલા બધા ઠેમીની રીતે જુદા લાગે છે, ત્યારે સઘળા ધર્મોનું મૂળ અને મુખ્ય સિદ્ધાંતો કેવી રીતે સમાન હોઇ શકે?

**ઉત્તર.** ધર્મનો અર્થ "ફરીથી જોડવું" એવો થાય છે, એટલે અમુક ધર્મના મનુષ્યોને પ્રભુની સાથે ફરીથી જોડવા એટલુંજ નહિ, પણ પ્રભુની આખી દુનિયાને ફરીથી પ્રભુ સાથે જોડવી.

ધર્મનો મુકાબલે અભ્યાસ કરનારાઓ જણાવે છે, તે પ્રમાણે આ વાતની તો ના પાડી શકાય તેમ નથી કે મૂળતત્ત્વે બધા ધર્મો એક સરખા છે; તે ધર્મો તેનાં તે સત્યોને શીખવે છે, અને જીવનના તથા ચારિત્રના એકસરખા ઉચ્ચનમુનાઓ આપણને આપે છે. પ્રભુ આખા જગતમાં વ્યાપી રહેલો છે, તે વાત એ ધર્મનો પાયો છે. અને જુદા જુદા ધર્મો એ રીતો છે કે જે મારફતે મનુષ્ય પ્રભુને શોધવાને પ્રયત્ન કરે છે; અને આ કારણથીજ વિવિધતા આપણને જણાય છે. મન જુદા જુદા પ્રકારનાં હોય છે, અને જુદી જુદી જાતો અને સ્વભાવને અસર કરે તે માટે જુદા જુદા ધર્મો યોજવામાં આવ્યા છે.

જુદી જુદી પ્રજાના અને જાતિઓનાં ખાસ ગુણો, લોકોના માનસિક વિકાસની જુદી જુદી સ્થિતિઓ; વળી ધર્મોની સાથે પાછળથી ભળેલી ક્રિયાઓ, તેમજ ધર્મના સ્થાપકોએ શીખવેલાં મૂળ સત્યોના પાછળથી કરવામાં આવેલા ખોટા અર્થો; આ બધાં જુદા જુદા ધર્મો વચ્ચેના દેખીતા ભેદોનાં કારણો છે.

લોકો વિકાસક્રમની જુદી જુદી પાયરીએ ઉભેલા છે, અને એક પાયરીના જીવને માફક આવે તે બીજાને માફક ન પણ આવે. દાખલા તરીકે એક બાલ્યાવસ્થાની જંગલી પ્રજાનો વિચાર કરો. તે પ્રજાના લોકોએ ઘણા ઓછા જન્મો લીધેલા હોવાથી તેમને અનુભવ ઘણો થોડો હોય છે અને કેળવણી પણ ઘણી ઓછી હોય છે અને તેઓ ખાવામાં, પીવામાં અને ખોરાકને માટે શીકાર કરવામાંજ આનંદ માને છે. આવી જંગલી પ્રજાને તો એવો એક સાધારણ ધર્મ જોઇએ કે જે ધર્મ તેઅને એમ શીખવે કે પ્રભુ સારો છે, અને તે પ્રભુને ખુશી રાખવાને અને મરણ પછી સુખ મેળવવાને તેમણે સારાં કામો કરવાં જોઇએ, પણ તેઓ ખોટાં કામ કરશે તો પ્રભુ તેમને સજા કરશે અને

મરણ પછી દુઃખી કરશે. પણ જ્યારે તેજ જીવો ઘણી જીંદગીઓમાંથી પસાર થાય છે, અને જ્યારે તેઓ વધારે સુધરેલી પ્રજામાં જન્મ લે છે, ત્યારે તેઓની માનસિક તથા નૈતિક શક્તિઓ વધારે ખીલેલી હોવાથી તેમને ઉંચા પ્રકારના અને વધારે આધ્યાત્મક ધર્મની જરૂર પડશે.

સત્ય સેંકડો જુદી જુદી રીતે દર્શાવી શકાય, પણ પુરેપુરૂં સત્ય કદાપિ દર્શાવી શકાય નહિ અને દરેક ધર્મમાં અમુક તત્ત્વ પર વધારે ભાર મૂકવામાં આવ્યો હોય છે. તે તત્ત્વ તે ધર્મનું લક્ષણ અથવા ચાવી હોય છે. તે તત્ત્વ તે મનુષ્યજાતિ વાસ્તેનો તે ધર્મનો સંદેશ હોય છે. અને ઘણી બાજુવાળા સત્યને જાણવા માટે જુદા જુદા ધર્મોનો મુકાબલે અભ્યાસ કરવાની જરૂર છે.

આ રીતે મનુષ્ય જાણે છે કે સઘળા ધર્મોના મૂળ સિદ્ધાંતો એક સરખા છે, અને કોઇ પણ ધર્મ પાસે પૂર્ણ સત્યની માલીકી નથી; આમ સમજવાથી બીજા ધર્મો પ્રત્યેનો ખોટો ખ્યાલ જતો રહે છે.

**પ્રશ્ન.** તમે કહો છો કે સઘળા ધર્મોના મૂળ સિદ્ધાંતો એકજ છે. વળી જો બધા ધર્મોમાં સત્ય માલમ પડતું હોય તો જુદા જુદા ધર્મોમાં તે સત્ય જુદું જુદું કેમ લાગે છે?

**ઉત્તર.** સઘળા ધર્મો કોઇ મહાન્ ગુરૂએ સ્થાપેલા છે. ખરી રીતે તે ધર્મોનાં નામ પણ તે ગુરૂના નામ ઉપરથી પડેલાં છે. દાખલા તરીકે ખ્રીસ્તીધર્મ, બુદ્ધધર્મ, જરથોસ્ત ધર્મ અને મહામેદન ધર્મ. ધર્મોના બધા સંસ્થાપકો દિવ્ય પુરૂષો છે. તેઓ વિશ્વવ્યવસ્થા ચલાવનાર આધ્યાત્મિક મંડળ—મહાન્ ભ્રાતૃમંડળના સભાસદો છે. તેઓ મનુષ્યજાતિને દોરે છે અને તેમની પાસે અમુક શિક્ષણો છે કે જે પુરાણી પ્રજ્ઞા અથવા દૈવી જ્ઞાન તરીકે ઓળખાય છે. જ્યારે માનવ જાતિનો અમુક ભાગ નવાં

શિક્ષણો લેવાને લાયક બને છે, ત્યારે આ મહાન્ ભ્રાતૃમંડળમાંથી એક મહાપુરૂષ નવો ધર્મ સ્થાપવાને તેમની વચમાં જન્મ લે છે. તે પોતાની સાથે તેનાં તે શિક્ષણો, તેનાં તે સત્યો લાવે છે, પણ તે સમયને અનુસરીને તે શિક્ષણોના આકારમાં ફેરફાર કરે છે. જે લોકોની વચમાં તે આવે છે, તે લોકોની મનની ખીલવણી, તેઓની જાત, તેઓની જરૂરીઆતો, અને તેઓની શક્તિઓનો વિચાર કરી શિક્ષણના આકારમાં તે યોગ્ય ફેરફાર કરે છે. "ગાયો ઘણા રંગની હોય છે, પણ તેઓનું દુધ એક સરખું હોય છે. માટે જ્ઞાનને દુધ જેવું ગણજો અને ગુરૂઓને ગાય જેવા માનજો." બધા ધર્મોનું મૂળ સામાન્ય અને દૈવી હોવાથી બધાં ધર્મોનાં મૂળતત્ત્વો સરખાં છે, જો કે બીનમહત્ત્વની બાબતમાં ફેરફાર પડે છે.

એક ધોળા રંગમાં બધા રંગો સમાઇ જાય છે, તેવી રીતે જુદા જુદા ધર્મોના રંગો જુદા જુદા હોય છે. પણ તે બધાંને ભેગા કરવાથી સત્યનો ધોળો રંગ બને છે. જો કે પાણી રંગ વગરનું હોય છે, તોપણ જુદા જુદા રંગના કાચના પવાલામાં જુદા જુદા રંગનું લાગે છે. વળી તેનો તે સૂર્ય જુદા જુદા રંગના કાચદ્વારા જોવાથી જુદો જુદો લાગે છે, તેવી રીતે તેનું તે સત્ય જુદા જુદા ધર્મોના બ્હારના પોશાકને લીધે જુદું જુદું લાગે છે. આ બધા ધર્મો તે સત્યનાં જુદાં જુદાં અંગો બતાવવાને જરૂરના છે. જે લોકોને તે ધર્મ આપવામાં આવ્યો તેમની જરૂરીઆત અને શક્તિના પ્રમાણમાં આ ધર્મો જુદા જુદા રંગવાળા દેખાય છે. ખરી રીતે સત્ય કરતાં કોઇ મોટો ધર્મ નથી. સત્યો તો તેનાં તેજ રહે છે. દુનિયાના બધા મોટા ધર્મોમાં તેજ સનાતન સત્યો આપેલાં છે. અને તેથીજ બધા ધર્મો શિક્ષણની બાબતમાં એક સરખા લાગે છે.

માટે આપણે જેને નવો ધર્મ કહીએ છીએ, તેમાં શિક્ષણો તો તેનાં તેજ હોય છે, ફેર માત્ર આકારનો હોય છે. પણ મનુષ્યો તો મોટે ભાગે બ્હારના દેખાવને જુએ છે, અને તેથી ધર્મનો નવો આકાર નવા ધર્મ જેવો લાગે છે. માટે જગદ્ગુરૂ આખી સુધરેલી દુનિયાને વાજબી લાગે તેવા નવા રૂપમાં જુનાં સત્યોને પ્રગટ કરી નવો આધ્યાત્મિક પ્રવાહ ફેલાવશે. મુખ્યજાતિઓ તથા ઉપજાતિઓમાં તેના વિકાસને અમુક અમુક પગથિએ વિવિધ અપેક્ષાવાળું સત્ય પ્રગટ કરવું—અસલના સનાતન સત્યોને ફરીથી જાહેર કરવા એ જરૂરનું લાગે છે.

**પ્રશ્ન**—મુખ્યજાતિ અને ઉપજાતિ એટલે શું ?

**ઉત્તર**—દુનિયાના સૌથી આગળ વધેલા જીવો જે મહાન્ નમુનાઓ પ્રમાણે આગળ વધે છે, તે નમુનાઓને મુખ્યજાતિઓ કહેવામાં આવે છે. લેમુરીઅન મુખ્યજાતિ, આટલાંટીઅન મુખ્યજાતિ અને આર્યન મુખ્યજાતિ એવા મનુષ્યજાતિના મોટા વિભાગો પાડવામાં આવ્યા છે અને આ મુખ્યજાતિના વિભાગોને ઉપજાતિઓ કહેવામાં આવે છે, પણ તે ઉપજાતિઓમાં પણ ઘણા મનુષ્યોનો સમાવેશ થાય છે. આ ઉપજાતિઓના ભાગરૂપે જુદી જુદી પ્રજાઓ છે અથવા તે વિભાગોને નાની ઉપજાતિઓ કહી શકાય. મનુષ્યના વિકાસ વાસ્તે જે ખાસ ગુણો જરૂરના છે, તે ગુણોના લક્ષણવાળી મુખ્યજાતિઓ અને ઉપજાતિઓદ્વારા અખિલ મનુષ્યજાતિ વિકાસ પામે છે. પોતાનામાં અમુક ખાસ ગુણો ખીલે તે હેતુથી મનુષ્યો જુદી જુદી મુખ્ય જાતિઓમાં જન્મ લે છે. એક જાતિને અમુક ખાસ લક્ષણ હોય છે, અને તે જાતિમાં જન્મનારામાં તે લક્ષણ આવતું જાય છે. બીજી જાતિનું કાંઇક બીજુંજ ખાસ લક્ષણ હોય છે. માટે અમુક સદ્ગુણો ખીલવવાને મનુષ્યને આ જુદા જુદા પગથિયામાં થઇ પસાર થવું પડે છે. જેમ વિદ્યાર્થી દરેક વર્ગમાં કાંઇ

શીખતો આગળ વધે છે, તેમ મનુષ્ય આ દરેક પગથિયે નવીન નવીન પાઠ શીખતો આગળ વધે છે,

આપણે પુસ્તકોમાં શરીરના ઘાટ તથા મુખની રચનાના સંબંધમાં વાંચીએ છીએ, તે આટલાંટીઅન મુખ્યજાતિ અને આર્યન મુખ્યજાતિને લાગુ પડે છે. પણ આટલાંટીઅન મુખ્યજાતિ પૂર્વે પણ એક જાતિ થઇ ગઇ, જેનું નામ લેમુરીઅન મુખ્યજાતિ હતું. તે અગાઉની બે મુખ્યજાતિઓ ચોકસ આ સ્થુલભુવનને લગતી ન હતી.

આ મુખ્ય જાતિઓની સત્તા દુનિયામાં લાખો વર્ષો સુધી ચાલે છે, અને એક જાતિનો અંત આવે તે પૂર્વે બીજી જાતિની શરૂઆત થાય છે, તેથી સાથે સાથે જુદી જુદી જાતિઓના મનુષ્યો માલમ પડે છે. જો કે અત્યારે આર્યનજાતિ લગભગ બધી દુનિયા ઉપર અગત્યનો ભાગ ભજવે છે, છતાં મનુષ્યોની ઘણી સંખ્યા આટલાંટીયન જાતની છે, અને કેટલાક-છેક જંગલી મનુષ્યોમાં લેમુરીઅનજાતિનું લોહી વહી રહ્યું છે. પાંચમી આર્ય જાતિને ૬૦ હજાર વર્ષ થયાં છતાં તે હજુ ભર યુવાવસ્થામાં આવી નથી, અને હજુ તેને ઘણાં વર્ષ લેવાનાં છે. લગભગ તે દશલાખ વર્ષ સુધી ચાલશે.

નવી મુખ્યજાતિની શરૂઆત, ચાલતી મુખ્યજાતિની પોતાની સંખ્યાની ઉપજાતિમાંથી થાય છે, દાખલા તરીકે ચોથી મુખ્યજાતિની પાંચમી ઉપજાતિમાંથી પાંચમી મુખ્ય જાતિનો પ્રારંભ થયો અને છઠ્ઠી મુખ્યજાતિ પાંચમી મુખ્યજાતિની છઠ્ઠી ઉપજાતિમાંથી પ્રકટશે. ત્રીજી મુખ્યજાતિ-લેમુરીઅન-અને ચોથી મુખ્યજાતિ આટલાંટીઅન-આપણાથી ઘણી પાછળ છે, અને પાંચમી મુખ્યજાતિ-આર્યન-ની છઠ્ઠી ઉપજાતિની શરૂઆત થવા લાગી છે. જેનું વર્ણન આગળ ઉપર કહેવામાં આવશે.

**પ્રશ્ન.** શું ઘણા જગદ્દગુરૂઓ છે?

**ઉત્તર.** એકજ ખાતાનો એકજ ઉપરી હોઈ શકે અને તેથી એકજ વખતે જગતમાં એકજ જગદ્દગુરૂ હોય છે, પણ દુનિયા ચાલે ત્યાં સુધીમાં આવા કેટલાક જગદ્દગુરૂઓ થાય છે.

આધ્યાત્મિક રાજ્યની એવી યોજના છે કે સાત મુખ્ય જાતિઓ જેટલા સમયમાં થાય તેટલા સમયમાં અનુક્રમે સાત જગદ્દગુરૂઓ આવે છે. તેમાંના દરેક અનુક્રમે જગદ્દગુરૂની મહાન્ પદવી ધારણ કરે છે; પણ જેમ મનુ એક જાતિના નિયામક હોય છે, તેમ તે એકજ જાતિના જગદ્દગુરૂ હોતા નથી. કારણ કે જેટલો સમય તે પદ ઉપર હોય છે, તેટલો સમય સૌથી છેલ્લી મુખ્યજાતિ તેમના તાબામાં હોય છે. એટલું જ નહિ પણ પ્રથમની જાતિઓના જીવતા ધર્મો–ખરેખર જગતના બધા ધર્મો તેમના તાબામાં હોય છે.

**પ્રશ્ન**—એક મુખ્ય જાતિમાં જગદ્દગુરૂ કેટલીવાર પ્રકટ થાય?

**ઉત્તર**—જ્યારે કોઈ પણ ઉપજાતિ અથવા મુખ્ય જાતિ (જેમાંથી ઉપજાતિઓ નીકળે છે તે) ને સત્તાવાન્ થવાનો સમય આવે છે, ત્યારે તે ઉપજાતિ અથવા મુખ્યજાતિ આ દુનિયાના મહાન્ ગુરૂને મદદ તેમજ પ્રકાશ માટે બોલાવે છે, તેથી દરેક ઉપપ્રજાની શરૂઆતમાં આ મહાન્ ગુરૂ મનુષ્ય રૂપે પ્રકટ થાય છે.

વળી જ્યારે નવો ધર્મ સ્થાપવાની જરૂર તેમને લાગે છે ત્યારે તે આવે છે. જ્યારે જગતને માથે દુઃખ અને શોક આવી પડે છે, અને જ્યારે અશ્રદ્ધા અને પાપ ફાવતાં લાગે છે, ત્યારે સનાતન સત્યને કોઈક નવા રૂપમાં રજુ કરવા માટે તે આવે છે. અને આ સત્ય તેમણે પ્રથમ જણાવેલાં સત્યો જે વખત જતાં આડાં અવળાં થઈ ગયાં હતાં તેનું સ્થાન લે છે.

**પ્રશ્ન**—પ્રથમ કેટલા જગદ્ગુરૂઓ થઇ ગયા ?

**ઉત્તર**—આ પદવી ધારણ કરનાર છેવટના જગદ્ગુરૂ થયા તે પૂર્વે ૨૭ જગદ્ગુરૂઓ થઈ ગયા. તેઓ બીજા ગ્રહો પરથી આવેલા હતા, કારણ કે આપણી મનુષ્ય જાતિમાંથી તે ઉચ્ચ પદવી લેવાને તે વખતે કોઈ લાયક ન હતું. તે પદવીને છેવટના ધારણ કરનાર શ્રીબુદ્ધ આપણી મનુષ્ય જાતિ રૂપી વૃક્ષના મોટા પુષ્પ રૂપ હતા. જે વખતે આપણી મનુષ્ય જાતિએ આવા મહાન્ પુરૂષને પુરો પાડવો જોઇએ અથવા તો મદદ વગર ચલાવી લેવું જોઇએ, એવી સ્થિતિ જ્યારે મનુષ્યજાતિની હતી, ત્યારે એક જીવે આ અસાધારણ કામ હાથ ધર્યું, અને દરેક જીંદગીમાં સખ્ત મહેનત કરીને, અને આપણી ખાતર અનેક પ્રકારના આત્મભોગ આપીને તેમણે પોતાનો વિકાસ ત્વરાથી કર્યો અને ચોથી મુખ્ય પ્રજામાં જગદ્ગુરૂની પદવી મેળવી. એક બીજો જીવાત્મા પણ તેમના મુખ્ય મદદગાર તરીકે તેમને પગલે પગલે આગળ વધતો હતો. હાલના સમયમાં આ બે મહાન્ આત્માઓને ગૌતમ અને મૈત્રેય તરીકે અથવા તો બુદ્ધ અને ક્રાઇસ્ટ તરીકે ઓળખીએ છીએ.

**પ્રશ્ન**—છેવટના જગદ્ગુરૂ ક્યાં પ્રકટ થયા અને તેમણે કયા કયા ધર્મો સ્થાપ્યા ?

**ઉત્તર**—તે ઘણીવાર આધ્યાત્મિક ગુરૂ તરીકે આવ્યા હતા. અને લાખો વર્ષ દરમ્યાન જુદે જુદે નામે તેમણે જન્મ લીધો હતો. ચોથી મુખ્ય જાતિમાંના તેમના કાર્ય વિષે ઘણું થોડું જાણવામાં આવ્યું છે. પણ પાંચમી મુખ્ય જાતિની આર્યન જાતિમાં તે ઘણીવાર આવ્યા છે, અને દરેક વખતે ધર્મનું ચિન્હ તેમણે જરા જુદું રાખ્યું હતું, પણ તેના તે મૂળ સિદ્ધાંતોનો તેમણે બોધ આપ્યો હતો.

આર્યનોની પ્રથમ ઉપજાતિમાં તે મહાન્ પુરૂષ મધ્ય એશિઆમાં ૬૦૦૦૦ વર્ષે પૂર્વે વ્યાસરૂપે આવ્યા, અને તે ઘણા દૂરના સમયમાં તેમણે સનાતન ધર્મ આપ્યો. તેની સાથે પુરાણો અને વેદો આપ્યા, અને એકજ મહાન્ સત્યને સૂર્યના નામથી અને ચિન્હથી શીખવ્યું. આકાશમાંનો સૂર્ય જે પ્રભુનું ચિન્હ છે અને મનુષ્યના હૃદયમાં રહેલો સૂર્ય જે તેનામાં વ્યક્તિગત થયેલો આત્મા છે, તે બન્ને એકજ છે. કારણ કે પરમાત્મા એકજ છે. બધા જીવો એકજ પ્રભુરૂપ સૂર્યનાં કિરણો છે, અને મનુષ્ય પોતાની બ્હાર સત્યતા જોઈ શકે તે પહેલાં તેણે પોતાનામાં સત્યનો અનુભવ કરવો જોઇએ.

૪૦૦૦૦ વર્ષ પૂર્વે બીજી ઉપજાતિમાં તે ઇજીપ્ત અને અરેબી-આમાં થોથ નામથી પ્રસિદ્ધ થયા, આ મહાપુરૂષને ગ્રીસમાં હર્મીઝ તરીકે પાછળથી લોકો ઓળખતા હતા. તેમણે પોતાનો સંદેશ પ્રકાશરૂપે આપ્યો, અને તેમણે જણાવ્યું કે આપણી ઉપર રહેલા આકાશનો પ્રકાશ આપણા હૃદયમાં રહેતા પ્રકાશ સાથે એક છે. અને જો મનુષ્ય પોતાના હૃદયમાં એકવાર પ્રકાશ જોઇ શકે તો પછી તે બ્હાર દૃષ્ટિ કરી શકે અને સ્વર્ગ તથા પૃથ્વીપર તે પ્રકાશને સર્વ સ્થળે જોઇ શકે.

તે પછી જરથુસ્ટ્ર અથવા વધારે સારા રૂપમાં બોલીએ તો ઝોરો-એસ્ટર તરીકે ઇ. પૂ. ૨૯૭૦૦ વર્ષપર ઇરાનમાં ત્રીજી ઉપપ્રજામાં આવ્યા અને તેમણે પર્શિયાનું-ઇરાનનું-મહા સામ્રાજ્ય સ્થાપ્યું, તે ઇ. પૂ. ૩૦,૦૦૦ વર્ષથી ઇ. પૂ. ૨૦૦૦ વર્ષ સુધી ચાલ્યું. તેમણે મહાન સત્યને અગ્નિરૂપે પ્રકટ કર્યું. મનુષ્યના હૃદયમાં રહેલો અગ્નિ, પૂજનારાઓ વાસ્તે અગીઆરીમાં રહેલો અગ્નિ અને ત્રીજો આકાશનો અગ્નિ જે જગતને પ્રકાશ આપી રહ્યો છે. ઝોરોએસ્ટર અગ્નિના દૂત હતા. તે આકાશમાંથી અગ્નિ નીચે લાવ્યા, અને જ્યારે તેમના જીવનનુ

કાર્ય પુરૂં થયું ત્યારે અગ્નિના ગોટામાં પકડાયા અને મનુષ્યની દૃષ્ટિમાંથી અદૃશ્ય થયા.

વળી તે ચોથી ઉપપ્રજામાં-કેલ્ટીક પ્રજામાં ૭૦૦૦ વર્ષ પૂર્વે ગ્રીક અને રોમન લોકો વચ્ચે આવ્યા, અને ઓર્ફિઅસ તરીકે તે સંગીતમાં બોલ્યા, અને નાદ અને સુસંપતાના રહસ્યો દ્વારા તેમણે મનુષ્યમાં રહેલા આત્માનો વિકાસ કેમ થાય તે શીખવ્યું.

તે પછી તે મહાપુરુષે ફરીથી એકવાર પૃથ્વી પર જન્મ લીધો. પણ આ વખતે આર્ય પ્રજાની મુખ્યગતિ જે મધ્ય એશિયામાંથી હિંદમાં ઇ. પૂ. ૧૮૮૭૫ થી ઇ. પૂ. ૯૭૦૦ વર્ષ દરમ્યાન આવી હતી, ત્યાં જન્મ લીધો. ઇ. પૂ. ૬૨૩માં ઉત્તરહિંદમાં ગૌતમ જાતિમાં સિદ્ધાર્થ કુમાર તરીકે જન્મ લીધો, ૨૮ વર્ષની વયે સંન્યાસ લીધો, જગતની બધી વસ્તુઓને અસાર ગણી, દુઃખનું કારણ અને દુઃખનો અંત શોધવાને ૭ વર્ષ સુધી તે જંગલોમાં ભમ્યા, ગયામાં પવિત્ર વૃક્ષ નીચે છેવટનો પ્રકાશ મેળવ્યો, બુદ્ધ થયા, બુદ્ધ ધર્મ સ્થાપ્યો, કે જે ધર્મમાં ૫૦ કરોડ મનુષ્યો હાલમાં છે, અને દુનિયાના બધા ધર્મો કરતાં તેના અનુયાયીઓની સંખ્યા સૌથી વધારે છે. બુદ્ધત્વ મેળવવું એ એક ચોકસ પગથિયું છે, અને જ્યારે જગદ્ગુરૂ તે પદ મેળવે છે અને બુદ્ધ થાય છે, ત્યારે વિશાળ કાર્યો કરવાને આપણી પૃથ્વી પરથી ચાલ્યા જાય છે. તેથી ૪૫ વર્ષ સુધી ચાર મહાન્ સત્યો, આઠ પ્રકારનો ઉમદા માર્ગ અને ત્રણ રત્નોનો ઉપદેશ આપ્યા પછી ૮૦ વર્ષની વયે ગૌતમબુદ્ધ ઇ. પૂ. ૫૪૩ માં આ પૃથ્વી પરથી ચાલ્યા ગયા, ત્યારે તેમણે જગદ્ગુરૂની પદવી પોતાના પ્રિય બંધુ મૈત્રેય પ્રભુને સોંપી. તે મૈત્રેય પ્રભુ ઘણા જમાનાઓ સુધી તેમની સાથે સાથે આગળ વધ્યા હતા, અને તે હાલ જગદ્ગુરૂ છે. અને હિંદના લોકો તેમને કૃષ્ણ તરીકે અને ખ્રીસ્તી પ્રજા તેમને ક્રાઇસ્ટ તરીકે માન આપે છે.

**પ્રશ્ન.** 'જગદ્‌ગુરૂની પદવી લીધા પછી **મૈત્રેય ભગવાન પ્રથમ** ધર્મ સ્થાપવા માટે કેવી રીતે આવ્યા ?

**ઉત્તર.** ૨૫૦૦ વર્ષ ઉપર તે પોતાના અસલના લોકો—હિંદુઓની વચમાં આવ્યા, અને તેમણે તે મત સ્થાપ્યો કે જેની સત્તા અત્યારે હિંદના લોકોના ઘણા ભાગ ઉપર વ્યાપી રહી છે. પ્રેમની મૂર્તિ રૂપ **બાળકૃષ્ણ** તરીકે તે હિંદમાં આવ્યા અને જેમને મન સત્ય તરફ જવાનો ઉત્તમ માર્ગ ભક્તિ છે, તે લોકોને તેમણે ભક્તિનો ઉત્તમ આદર્શ પુરો પાડયો. પૃથ્વીપરની તેમની જીંદગી ઘણી ટુંકી હતી, કારણ કે તે યુવક તરીકે ચાલ્યા ગયા. પણ તેમનો પ્રેમ એટલો ઉછળતો હતો, અને તેમની દયા ભરી કોમળતા એટલી બધી અનુપમ હતી કે તે થોડાં વર્ષોમાં પણ તેમણે હિંદુ ધર્મનું બધું સ્વરૂપ બદલી નાખ્યું છે. પ્રથમ હિંદુ ધર્મ કેવળ **જ્ઞાનનો** માર્ગ હતો, તેને બદલે હવે તેને **ભક્તિનો** માર્ગ બનાવી દીધો. ઉંચા તત્ત્વજ્ઞાનને લીધે તેમજ મનનીય તર્કોને લીધે હિંદની ભક્તિભાવ તરફથી શ્રદ્ધા ઓછી થતી હતી. તેમના કાર્યની શી અસર થઇ, તે હાલના હિંદ ઉપરથી જણાય છે, કે અત્યારે ૨૫ કરોડ મનુષ્યોના હ્રદય ઉપર શ્રી કૃષ્ણ પોતાનો પ્રભાવ ચલાવી રહ્યા છે.

ગુપ્તજ્ઞાનીઓ તેમજ કેટલાક પૂર્વના ભાષાશાસ્ત્રીઓ એમ માને છે કે **બે** કૃષ્ણો થઇ ગયા; અને વખત જતાં પુરાણોમાં બેને ભેળવી **દેવામાં આવ્યા. મહાન્‌ગુરૂ** તે ઇ. પૂ. ૩૦૦૦ વર્ષ ઉપરના **મહાભારતના શ્રી કૃષ્ણ નહિ પણ** તે તો **બાળકૃષ્ણ** રૂપે ઇ. પૂ. ૫૦૦ વર્ષ ઉપર **આવેલા. તેમણે હિંદમાં અનુપમ જીવન ગાળ્યું અને તેમના જીવનથી હિંદુધર્મમાં ભક્તિમાર્ગ દાખલ થયો. તે તો ગોપીજન વલ્લભ કૃષ્ણ હતા, તે તો મનુષ્યોના, બાળકોના, યુવકોના વ્હાલા શ્રી કૃષ્ણ**

હતા અને જેમનું નામ દરેક હિંદુ હૃદયને નિરંતર વ્હાલું લાગે છે.

**પ્રશ્ન**, શ્રીકૃષ્ણ તરીકે પધાર્યા પછી ફરીથી કેવા રૂપમાં જગદ્‌ગુરૂ પૃથ્વી પર પધાર્યા?

**ઉત્તર.** કૃષ્ણ તરીકેનું તેમનું કામ કેવળ હિંદને વાસ્તે હતું. પણ ટયુટોનિક પ્રજા જે પાંચમી પ્રજા છે, જે યુરોપના પશ્ચિમ અને ઉત્તર ભાગમાં ફેલાયલી છે, તે ટયુટોનિક પ્રજાને આધ્યાત્મિક વિકાસમાં દોરવાને જગદ્‌ગુરૂનો ધર્મ સ્થાપવાનો પ્રથમ પ્રયત્ન તે ખ્રીસ્તીધર્મ છે.

બે હજાર વર્ષ પુર્વે તેમના અદ્‌ભુત પ્રેમની ભવ્યતા સાથે તથા અનુપમ દયાની શક્તિ સાથે પ્રકટ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો ત્યારે જે જગતની સેવાનું મહાવ્રત લીધું હતું, તે જગતની સેવા માટે યાહુદી લોકોની તિરસ્કાર પામેલી પ્રજામાં જ્યુડીઆમાં તે આવ્યા. તેઓએ તેમને ક્રાઇસ્ટ-મહાદીક્ષિત એવું નામ આપ્યું. પણ ખ્રીસ્તી ધર્મ પુસ્તકોમાં દયાજનક રીતે કહેવામાં આવ્યું છે તેમ " તે પોતાના મનુષ્યો વચ્ચે આવ્યા. પણ તેમના પોતાના મનુષ્યોએ તેમનું સ્વાગત કર્યું નહિ. "

રાણી સેલોમના વખતમાં પૂર્ણ પરોપકારી, અદ્‌ભુત રીતે લોકોના રોગને શાંતિ આપનારૂં અને અપૂર્વ શિક્ષણવાળું જીવન ત્રણ વર્ષ લોકોની વચમાં ગાળ્યા પછી જે શરીરમાં તે રહ્યા હતા, તે શરીરને જેરૂસેલમમાં થયેલા બંડ વખતે, મંદિરના ચોગાનમાંજ પત્થરાઓ મારી મારી નાખવામાં આવ્યા અને જેઓએ તેમને મારી નાખ્યા હતા, તેમણે મશ્કરી રૂપે તેમના તે શરીરને ઝાડ ઉપર લટકાવ્યું. સ્થુલ શરીરના મરણથી ક્રાઇસ્ટના કામમાં વિઘ્ન નડયું નહિ. કારણ કે પોતાના સૂક્ષ્મ શરીરમાં તે પોતાના શિષ્યો પાસે આવતા હતા અને તેમણે ઉપદેશ

આપતા હતા. આ કામ ચાલીશ વર્ષ અથવા તે કરતાં પણ વધારે વર્ષ ચાલ્યું.

પૂર્વ તરફના ધર્મના અભ્યાસી વિદ્વાનો સમજી શકતા નથી કે કૃષ્ણ ભક્તિનો પંથ જેમાં પોતાના ઇષ્ટદેવ પ્રત્યે અપૂર્વ ભક્તિ અને અર્પણતા બતાવવામાં આવે છે, તે પંથ ખ્રીસ્તી ધર્મ પૂર્વે ૫૦૦ વર્ષ પહેલાં હિંદમાં ફેલાયો, છતાં તે ખ્રીસ્તી ધર્મને આટલો બધો કેમ મળતો આવે છે. તે કૃષ્ણભક્તિના માર્ગમાં પ્રભુની કૃપા, પ્રભુએ મનુષ્યોને કરેલી મદદ, તથા પાપી અને નિરાધારોનો ઉદ્ધાર–આ બધી બાબતો કેમ કહેવામાં આવી હશે? ક્રાઇસ્ટ પૂર્વે હિંદમાં થયેલા આ કૃષ્ણભક્તિ માર્ગમાં આવું વિચિત્ર સરખાપણું દેખાય છે, તે તેમનાથી સમજાતું નથી. તે લોકોને ખબર નથી કે આનું રહસ્ય એ છે કે બન્નેમાં જે ઇષ્ટદેવ તરીકે પૂજાય છે, તે એકજ મહાન્ વ્યક્તિ છે અને તેજ પ્રેમની મૂર્તિ હિંદમાં કૃષ્ણ તરીકે અને ખ્રીસ્તી ધર્મમાં ક્રાઇસ્ટ તરીકે પૂજાય છે.

જગદ્ગુરૂ ધર્મ અને શિક્ષણના પ્રધાન તરીકે, તથા જગતના ધર્મોના સ્થાપક તરીકે, જે સ્વરૂપમાં ધર્મો સ્થાપ્યા હતા, તે સ્વરૂપમાં તે સર્વ ધર્મો વાસ્તે જોખમદાર છે, પણ નાનાં નાનાં કાર્યો વાસ્તે તે જાતે જગતમાં આવતા નથી, પણ પોતાના શિષ્યોને મોકલે છે. તેથી જગદ્ગુરૂની પદવી લીધા પછી મૈત્રેય પ્રભુ ધર્મ સ્થાપવાને પૃથ્વીપર બે વારજ પધાર્યા છે. પણ સમય તથા દેશ પ્રમાણે તે પોતાના શિષ્યોને મનુષ્ય જાતિને શીખવવા માટે તથા તેમનો સંદેશ પહોંચાડવા માટે મોકલે છે. પોતે ક્રાઇસ્ટ તરીકે પશ્ચિમમાં પ્રકટ થયા તે પૂર્વે તેમણે કોન્ફ્યુસીઅસ લાઓટસે, પાયથેગોરાસ, પ્લેટો અને બીજા ઘણા સંતોને મોકલ્યા. અને તેમના છેલ્લા આગમન પછી શ્વેતાશ્રમી ભ્રાતૃમંડળમાંથી મહમદ પેગંબર જેવા ઘણા સંદેશવાહકો આવ્યા છે.

બુદ્ધ ભગવાને કહ્યું કે સઘળું દુઃખ અજ્ઞાનમાંથી પેદા થાય છે. અજ્ઞાન દૂર કરો, મનુષ્યોને ડાહ્યા બનાવો, અને સઘળી અડચણો ચાલી જશે. પણ મૈત્રેય પ્રભુ જયારે ક્રાઇસ્ટ તરીકે આવ્યા ત્યારે પોતાના શિષ્યોને બોધ આપ્યો કે "જેવી રીતે હું તમને ચાહું છું, તેવી રીતે તમે એક બીજાને ચાહો." કૃષ્ણ તરીકે પણ તેમણે પોતાનું ખાસ લક્ષણ જે પ્રેમ છે, તેના પર બહુજ ભાર મૂકયો હતો. તેથી બુદ્ધ ભગવાન **જ્ઞાન**ની મૂર્તિ કહેવાય છે, અને મૈત્રેય પ્રભુ **પ્રેમની** મૂર્તિ ગણાય છે. મૈત્રેય એટલે મૈત્રી-પ્રેમ માટે પૂર્વના દેશોમાં તેમને મૈત્રેય-પ્રેમની મૂર્તિ કહે છે-તે ભવિષ્યના દયાના બુદ્ધ છે, જે અત્યારે જગદ્‌ગુરૂ છે, અને જેમના સમીપ આગમનની તારક સભ્યો રાહ જોઇ રહ્યા છે.

**પ્રશ્ન**—જગદ્‌ગુરૂ જલ્દીથી આવશે, એમ માનવાને શાં કારણો છે.

**ઉત્તર**—(૧) **નવી ઉપપ્રજા**. ઑસ્ટ્રેલિઆ, ન્યુઝીલાંડ અને અમેરિકામાં આર્ય મુખ્ય પ્રજાની નવી ઉપપ્રજા પ્રકટ થતી જાય છે. વોશીંગ્ટનમાં અમેરિકાના શરીરાકૃતિ શાસ્ત્રના અભ્યાસી મંડળે અમેરિકામાં ઉત્પન્ન થતી આ નવી ઉપપ્રજાના વિવિધ વર્ણનો આપ્યાં છે. અને આ વાત કબુલ રાખી છે કે અમેરિકામાં અત્યારે એવાં પ્રકારનાં બાળકો જન્મતાં જાય છે કે જે શરીરની આકૃતિમાં અત્યારે હયાતી ધરાવતી કોઇ પણ પ્રજાના મનુષ્યો કરતાં જુદી જાતનાં છે. તેઓની મુખાકૃતિ સ્પષ્ટ હોય છે. જડબું ચોરસ હોય છે, માથું બુદ્ધિ બળને દર્શાવનારૂં હોય છે. ચ્હેરો સારા ઘાટવાળો અને જરા સૌમ્ય હોય છે. આંખો વિશાળ અને માથામાં બરાબર બેસાડેલી હોય છે. નાક જરા પાતળું, કપાળની બાબતમાં સીધું, સારા કાપવાળું અને નાજુક હોય છે. કપાળ ઉંચું નહિ પણ વિશાળ હોય છે. હડપચી મજબૂત અને બરાબર ઘાટ વાળી હોય છે. સ્પષ્ટ સ્થુલ લક્ષણો સાથેની આ નવીન પ્રજાની ઉત્પ-

ત્તિનો આ સ્થૂલ પુરાવો છે. અને આ લક્ષણો વડે શરીરાકૃતિના વિજ્ઞાન શાસ્ત્રીઓ જુદી જુદી પ્રજાઓને પારખી શકે છે. પ્રબળ ઇચ્છાશક્તિ, વિશેષ માનસિક વિકાસ, તરતજ અસર થાય તેવાં શરીરો; અતીંદ્રિય શક્તિઓ ખીલવવાનો બહુજ સંભવ, તથા સામાન્ય રીતે જેને આપણે દૂરથી સાંભળવાની તથા જોવાની શક્તિઓ તરીકે ગણીએ છીએ તેવી શક્તિઓનું લગભગ ઘણા મનુષ્યોમાં હોવાપણું; આ તેઓનાં મુખ્ય માનસિક લક્ષણો છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આ પાંચમી આર્ય પ્રજાની દરેક ઉપપ્રજાના જન્મ વખતે જગદ્‌ગુરૂએ **વ્યાસ** તરીકે, **હર્મીઝ** તરીકે, **ઝોરોએસ્ટર** તરીકે, **ઓર્ફીઅસ** તરીકે, અને **ક્રાઇસ્ટ** તરીકે ખાસ ધાર્મિક શિક્ષણ આપ્યું હતું અને તેથી સંભવિત છે કે આ નવી ઉપપ્રજાનો જન્મ મહાન ગુરૂના આગમનનો સૂચક **છે.**

## (૨.) જગતની જરૂરીઆતો.

આપણી નજર આગળ આપણા સુધારાનું મકાન તૂટી જતું આપણે જોઇએ છીએ, અને આપણને લાગે છે કે મનુષ્યજાતિના વિકાસ વાસ્તે અને મનુષ્યજાતિ વિશેષ આગળ વધે તે માટે નવી પ્રેરણા અને નવો ઉત્સાહ આપવા માટે કાર્ય કરવાની નવી રીતો યોજવા માટે નવા જગદ્‌ગુરૂની ઘણીજ જરૂર છે. મનુષ્યજાતિની બધી પ્રવૃત્તિઓમાં ધાર્મિક, સામાજીક, વિજ્ઞાનિક અને રાજકીય પ્રવૃત્તિઓમાં, તેમજ મનુષ્ય જીવનના વિવિધ ખાતાઓમાં આપણાં સાધનોનો અંત આવ્યો છે, અને આગળ વધવાનું અટકી પડયું છે.

આખી દુનિયામાં સામાજીક, આર્થિક અને રાજકીય અડચણો ઉભી થઇ છે. સુધરેલી દુનિયામાં દરેક દેશમાં પેદા થયેલી ભયંકર અશાંતિ, વારંવારની અનેક હડતાળો, મજુરો અને મુડીવાળા વચ્ચેના

ઝઘડાઓ, હાથે કામ કરનારાઓનાં દુઃખો અને આર્થિક દૃષ્ટિએ જગતની જરૂરીઆતો, ભય ઉપજાવે તેવી ગરીબાઇને લીધે ઉત્પન્ન થતા દયાજનક બનાવો, અને દુનિયાના સઘળા ભાગોમાં અટકાવી શકાય તેવું પારાવાર દુઃખ; એક બાજુ પુષ્કળ પૈસો અને બીજી બાજુએ પૂર્ણ ગરીબાઇ; વેપારમાં તેમજ અર્થશાસ્ત્રમાં હરીફાઇ, હિંદની જ્ઞાતિઓનો જુલમ અને મક્કમપણે જુના રિવાજોને વળગી રહેવાની રીતો; પ્રજાઓનો મહાન્ થવાનો ખોટો લોભ, ધોળા રંગવાળી અને બીજા જુદા જુદા રંગવાળી પ્રજાઓ વચ્ચેનાં યુધ્ધો–આવા અને આના જેવા બીજા અસંખ્ય પ્રશ્નો નવા **યુગના** અને નવીન **સંસ્કૃતિના** આરંભની જરૂર સૂચવે છે.

આપણો સુધારો જેના વિષે આપણે અભિમાન ધરાવીએ છીએ, પણ જે સુધારામાં સભ્યતા ઘણીજ ઓછી છે, તે સુધારાનો પાયો ડગમગવા માંડયો છે; અને આપણી બધી પદ્ધતિઓ જે આપણી નજર આગળ તૂટતી જાય છે તેમાં સુધારો કરવાને અને તેને નવા પાયાપર મૂકવાને મહાન્ ગુરૂની મદદની જરૂર છે કે જે આપણી સંસ્કૃતિને અને મનુષ્યજાતિને સારા પાયાપર મૂકી શકે, અને તે પ્રશ્નોનો ખુલાસો આણી શકે, કે જે પ્રશ્નોનો મનુષ્યો, તેવા મહા જ્ઞાની પુરૂષની મદદ વિના, નિર્ણય લાવવાને અસમર્થ છે. ભૂતકાળમાં આવા પ્રસંગો તેમના આગમનના સૂચક નીવડયા હતા, તો વર્તમાન-કાળમાં પણ તેવા પ્રસંગોને અમે મહાન્ પુરૂષના આગમનને સૂચવનારા માનીએ છીએ.

## (૩.) ચારે બાજુએ પ્રસરેલી આગમનની માન્યતા.

જગતમાં ચારે બાજુએ એવી માન્યતા પ્રસરેલી છે કે મહાન્ગુરૂ ઘણા થોડા સમયમાં આવે છે, અને તે બહુ અર્થસૂચક નિશાની છે. કાંઇપણ આશા થાય તો તે ફળે, એવી લોકોની સામાન્ય માન્યતા

પાછળ મહાન્ સત્ય રહેલું છે. દુનિયામાં કોઇ મહાન્ બનાવ બને, તે પૂર્વે લોકોમાં તે સંબંધી આશા ઉત્પન્ન થાય છે, તેનું કારણ છે. ઉંચ ભુવનોપર બનાવો આત્મિક દૃષ્ટિએ બને છે, અને તેની છાયા નીચેનાં ભુવનોપર પડે છે. કાર્યો પહેલાં વિચારો જન્મે છે, અને ઉંચી દુનિયાના વિચારો આ ભુવનપર આશારૂપે પ્રકટ થાય છે. આપણી દુનિયાને દોરનારા અને ઈશ્વરી યોજનાને અમલમાં મૂકનારા મહાન્પુરૂષો જગદ્‌ગુરૂને પ્રકટ થવાનો સમય ક્યારે થાય છે તે જાણે છે; અને આ આગમન વાસ્તે સ્થુલની પેલીપારની દુનિયામાં તેમના આગમનની તૈયારી કરવામાં રોકાયેલા છે. તેઓના વિચારોની આકૃતિઓ આખી દુનિયામાં ફેલાય છે. અને મનુષ્યોના મનમાં ચારે બાજુએ આશા ઉત્પન્ન કરે છે. અને આ આશા એ પણ આ બનાવ જલ્દી બનવાની આગાહી છે. ખરી વાત છે કે " Coming events cast their shadows before. " બનાવ બનવાના હોય, તે પૂર્વે તેની છાયા પડે છે.

આ શુભ સંદેશ દુનિયાના વિવિધ ભાગોમાં ગુપ્તજ્ઞાનીઓએ અને આંતર પ્રેરણા મેળવનારા જીવોએ સ્વતંત્રરીતે જાહેર કર્યો છે. મહાન્ ગુરૂ પોતે આવે તે પૂર્વે તેમના આગમનની તૈયારી કરે તેવા બનાવો ભૂતકાળમાં બનેલા છે. **ક્રાઇસ્ટ**ના આગમન પૂર્વે રોમન પ્રજામાં, શ્રી **બુદ્ધ**ના આગમન પૂર્વે હિંદમાં, તેમજ વસુદેવના પુત્ર તરીકે શ્રીકૃષ્ણના આગમન પૂર્વે પણ તેમના આગમનના સમાચાર બધે ફેલાઇ રહ્યા હતા.

જ્યારે જ્યારે જગતના મહાન્ ગુરૂઓ પૃથ્વીપર પધારવાના હોય, ત્યારે ત્યારે જગતમાં આવી આશા ફેલાઈ રહે છે, અને અત્યારે લોકોમાં જેવી આશા વ્યાપી રહી છે તેવી તો ભૂતકાળમાં પણ કદી ફેલાઈ નહતી.

## (૪.) જુદા જુદા ધર્મોમાં તે વિષેની ભવિષ્યવાણી.

શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતામાં અભય વચન આપ્યું છે કેઃ—હું ઘણી-વાર જન્મ્યો છું. વળી જ્યારે ધર્મની પડતી થાય છે, અને અધર્મ ફાવી જાય છે. ત્યારે ધર્મના રક્ષણ માટે, અધર્મના નાશ માટે અને ફરીથી ધર્મ સ્થાપવા માટે હું ફરી ફરીને આવું છું."

હિંદુઓ પુરાણોમાં વર્ણવેલા ૧૪ નાના અવતારો ઉપરાંત દશ મોટા અવતારોમાં માને છે–તેમાંના છેલ્લા કલ્કી હજી હવે પ્રકટ થવાના છે. શ્રીમદ્ ભાગવતમાં ઋષિ મૈત્રેયને (હાલના જગદ્‌ગુરૂને) દ્વૈપાયન વ્યાસ (પૂર્વના જગદ્‌ગુરૂ જે છેવટે બુદ્ધ થયા)ના મિત્ર તરીકે ઓળખાવવામાં આવ્યા છે. આ બાબતને ગુપ્તજ્ઞાનીઓ પણ ટેકો આપે છે. ભાગવતમાં લખ્યું છે કે પ્રભુના અવતારો અસંખ્ય છે. વળી વિષ્ણુપુરાણમાં એવી ભવિષ્યવાણી છે કે મૈત્રેયઋષિ કલિયુગમાં આધ્યાત્મિક જ્ઞાન શીખવશે, અને પ્રેમ અને ભ્રાતૃભાવ ઉપર રચાયેલા નવીન સુધારાની સ્થાપના કરશે. જે જગદ્‌ગુરૂ થોડા સમયમાં પધારવાના છે, તે કલ્કી અવતાર નથી. તેતો ઘણા હજારો વર્ષો પછી થશે. પણ ભાગવત પુરાણમાં ઋષિ મૈત્રેયને ભવિષ્યના જગદ્‌ગુરૂ તરીકે વર્ણવેલા છે. તેમાં મુખ્ય દશ અવતારો ઉપરાંત ઘણા અવતારોની સંખ્યા આપવામાં આવી છે. તે અવતારો અમુક કાળચક્રના પ્રારંભમાં, તેમજ અંતમાં આવે છે.

બુદ્ધધર્મ દેવો તથા મનુષ્યોના મહાન્ ગુરૂના આગમનની આગાહી આપે છે. બુદ્ધ ધર્મમાં લખ્યું છે કે "હું પહેલો બુદ્ધ નથી, તેમ હું છેલ્લો બુદ્ધ પણ નથી. યોગ્ય સમયે બીજા બુદ્ધ જગતમાં પ્રકટ થશે તે દેવો તથા મનુષ્યોના ગુરૂ છે, તે મૈત્રેય બુદ્ધના નામથી ઓળખાશે. મૈત્રેય એટલે દયાની મૂર્તિ. પારસી ધર્મને માનનારાઓ સોસીઅન્ટ

નામના પવિત્ર પુરૂષના આગમનમાં મલે છે. યાહુદી લોકો મેસાયાના આગમનમાં, ખ્રીસ્તીઓ ક્રાઇસ્ટના આગમનમાં અને જૈનો યુગ-પ્રધાનના આગમનમાં માને છે. જાપાનીઝ લોકો શ્રી તુંજુંગસેતા (પવિત્ર શ્વેતકમળ)ના આગમનમાં માને છે. મુસલમાનો પ્રભુના બીજા પયગમ્બર ઈમામ મહેદીના આગમન વિષે કહે છે. દક્ષિણ અમેરિકાના રેડ ઇન્ડીઅનો પણ આતુરતાથી કવેટઝલ કોટલ-(શ્વેતમહાનગુરૂ)ની રાહ જોઇ રહ્યા છે કે જે દરિયાની પેલીપારથી આવશે. આ પ્રમાણે ખરેખર તે Desire of all nations." સર્વ પ્રજાઓની આશા" છે. બધી પ્રજાઓ આતુરતાથી જે જગતને તેમની જરૂર છે, તે જગતપર તેમના આવવાની રાહ જોઇ રહી છે.

**(૫.) આંતર પ્રેરણા**—જીવાત્મા ભૂતાત્મા ઉપર જે જ્ઞાન મોકલે તેને આંતર પ્રેરણા કહે છે. અને તે પ્રેરણા મન કરતાં લાગણી સાથે વધારે સંબંધ ધરાવે છે. તે આત્માનો સાક્ષાત્કાર કરનારો સ્વભાવ છે અને તે કોઇ પણ આકારમાં પ્રવેશ પામી જ્ઞાન પ્રાપ્ત કરે છે અને પોતાના ચૈતન્યને તે આકારમાં રહેલા ચૈતન્ય સાથે એક કરે છે, તેના જેવી લાગણી ધરાવે છે, તેના જેવા વિચારો કરી શકે છે, તેના જેવું જોઇ શકે છે અને તેની સાથે એકરૂપ થઇ જાય છે, અને મનથી કદાપિ કળી પણ ન શકાય, તેવું જ્ઞાન પ્રાપ્ત કરે છે. આ સંબંધમાં જ્યૉર્જ સેન્ડના શબ્દો યાદ રાખવા જેવા છે. "મન શોધે છે, પણ હૃદયને તે જડે છે."

કેટલાકનો એવો આધ્યાત્મિક સ્વભાવ હોય છે, કે જે દ્વારા કુદરતી રીતે તેઓ આ મહાપુરૂષના આગમનમાં માનવાને પ્રેરાયા છે. જગદ્‌ગુરૂના આગમનનું તેમને અંગત અનુભવજ્ઞાન હોય, એમ લાગે છે. બુદ્ધિ કરતાં પણ ઉંચી જે આંતરપ્રેરણા તે દ્વારા તેમને આ

આગમનમાં શ્રદ્ધા થઇ છે. જો કે તેઓ પોતાના માન્યતાનો બુદ્ધિગમ્ય ખુલાસો આપી શકે, છતાં તેઓની માન્યતાનો પાયો તેઓની આંતરપ્રેરણા છે.

તેઓને તો આ બાબતની તેમના હૃદયમાં ખાતરી થયેલી છે, અને તેથી તેમને કારણોની જરૂર પડતી નથી. છતાં તેમની પાસે કારણો તો હોય છે અને તેથી જેમની આંતરપ્રેરણા ન ખીલી હોય તેવા મનુષ્યો સંમુખ પણ તે અમુક કારણો રજુ કરી તે માન્યતાનો બુદ્ધિગમ્ય ખુલાસો આપવા સમર્થ હોય છે.

## (૬.) અમુક સમયે બનતા બનાવો.

જગદ્દગુરૂનું આગમન—આવા બનાવો જગતમાં અમુક અમુક સમયે બને છે. આપણી મનુષ્ય જાતિને દોરવાને જુદે જુદે સમયે મહાન્ ધર્મગુરૂઓ પૃથ્વીપર આવ્યા છે, એ ઐતિહાસિક બીના છે. દાખલા તરીકે **વ્યાસ**, **હર્મીઝ અથવા થોથ**, **ઝોરોએસ્ટર**, **ઓર્ફિઅસ**, **ગૌતમબુદ્ધ**, **શ્રીકૃષ્ણ**, **જીસસ ક્રાઇસ્ટ** અને બીજા ઘણા નાના મહાન્ પુરૂષો થઇ ગયા છે. ઇતિહાસના વધારે અભ્યાસથી જણાય છે કે આ મહાપુરૂષોનું આગમન તદ્દન અકસ્માતી હોતું નથી, પણ મનુષ્યજાતિના શારીરિક અને માનસિક વિકાસ સાથે તેનો સંબંધ છે; અને તેઓ ફરી ફરીને પ્રકટતા કાળચક્ર પ્રમાણે આવે છે.

અમુક સમયે બનતા બનાવોનું કારણ પ્રથમ જણાવવામાં આવ્યું છે. ઇશ્વિરી યોજના પ્રમાણે જગતના વિકાસ ક્રમને દોરનાર જગતના આધ્યાત્મિક રાજ્યતંત્રમાં શિક્ષણ ખાતાના ઉપરિ જગદ્દગુરૂ જગતની જરૂરીઆત પ્રમાણે જગતને મદદ કરવા તેમજ ધાર્મિક શિક્ષણ આપવા અાંતો સમયે સમયે જાતે આવે છે, અથવા પોતાના કોઇ આગળ વધેલા શિષ્યને મોકલી આપે છે. હવે જો મનુષ્યજાતિને મદદ કરવાની

વ્યવસ્થિત યોજના હોય તો મદદનો આધાર જગતની જરૂરીઆત સાથે સંબંધ ધરાવે છે. અને જગતની જરૂરીઆતો અત્યારના જેટલી ક્યારે પણ ન હતી.

## (૭) આગળ વધેલાઓનું અંગત જ્ઞાન.

આ બધાં કારણોની પછવાડે મુખ્ય કારણ તરીકે આ સાતમો મુદ્દો છે. જે લોકો જગતની ધમાલમાં અને ઘોંઘાટમાં રહે છે, તેઓ તેમના આગમનની આશા રાખે છે, કારણ કે તેઓને જગતની મોટી જરૂર સંબંધી કોઈ જાતની આંતર લાગણી છે, પણ એવા કેટલાક આગળ વધેલા જીવો છે કે જેમને મહાન્‌ગુરૂના આગમનનું અંગત જ્ઞાન છે. તેમને મન જગદ્‌ગુરૂ એ મહાન્ વ્યક્તિ છે, તેમને તેઓ ઓળખે છે, જેમને તેમણે ઘણી વાર જોયા છે, તેમના અવાજને તેમણે ઘણીવાર સાંભળ્યો છે. તેઓ કહે છે કે તેમના પોતાના વચન પ્રમાણે તે ઘણી જલ્દીથી આવશે. તેઓ આ બાબતનો સંદેશ ફેલાવવાને બનતું કરે છે; અને ઘણા લોકોને હૃદયથી આ બાબતની ખાતરી થાય છે, અને આ બાબત સત્યજ છે એમ તેમના અંતરાત્માને લાગે છે.

પ્ર. આપણી સ્થૂલ દુનિયામાં જગત્‌ગુરૂ કેવા લાગશે ?

ઉ. તે આપણી આ પૃથ્વીપર આવશે, એટલુંજ નહિ પણ આપણી આસપાસની અદૃશ્ય દુનિયાઓમાં પણ આવશે કે જ્યાં દેવો તથા સ્થૂલ શરીર છોડી ગયેલા જીવો રહે છે. ખ્રીસ્તી ધર્મ પુસ્તકોમાં કહેવામાં આવ્યું છે કે તે શક્તિ અને ભવ્યતા સાથે સ્વર્ગના વાદળમાં આવશે. આ ભવ્યતા તે દેવો તથા મનુષ્યોના પરમગુરૂ—જગદ્‌ગુરૂના શરીરનો ઓરા છે—જે સ્વર્ગ અને પૃથ્વીને ભરી દે છે, અને હજારો દેવો તેમની સેવામાં રહે છે.

જ્યારે જગદ્‌ગુરૂને આ સ્થૂલ દુનિયામાં શરીરની જરૂર પડે છે, ત્યારે પોતેજ પસંદ કરેલા—અને તેમના એકાદ શિષ્યે તેમને માટે તૈયાર કરેલા શરીરની માલીકી લે છે, અને આ શરીર દ્વારા તે પોતાનું નિયત કાર્ય કરે છે. જ્યારે તે કાર્ય પુરૂં થાય છે, ત્યારે થોડા વખત માટે ઉછીના લીધેલા શરીરનો તે ત્યાગ કરે છે, અને પોતાના અસલ ભવ્ય શરીરમાં જઇ વસે છે, અને જ્યાં સુધી તે મનુષ્યોની વચમાં આવવાનું ફરી નક્કી ન કરે, ત્યાં સુધી તે શરીરમાંજ રહે છે. આપણી વચમાં આવી આપણને મદદ કરવાને વાસ્તે જગદ્‌ગુરૂને પોતાનું ઘણુંજ મહાન્ અને અતિશય અગત્યનું કાર્ય થોડા વખતને વાસ્તે છોડી દેવું પડે છે, તે યાદ રાખવા જેવું છે, અને તેથી જન્મથી માંડીને શરીર લાયક વયનું થાય, ત્યાં સુધી તે માનુષી શરીરમાં આવી વસવું તે તેમની મહાન્ શક્તિનો મોટો વ્યય છે. માટે તેમનો એક શિષ્ય આ બધું કામ પોતાને શિર લે છે. જ્યારે તે શિષ્યનું શરીર બરાબર ખીલેલું હોય છે, પૂર્ણ રીતે તૈયાર હોય છે ત્યારે પોતાનું કાર્ય કરવાને તે કેવળ તેમાં પ્રવેશ કરે છે.

જ્યારે જગદ્‌ગુરૂ પ્રથમ વાર જગદ્‌ગુરૂની પદવી લીધા પછી પૃથ્વી પર આવે છે, ત્યારે—તે સાધારણ રીતે જન્મે છે. આ કારણથીજ મૈત્રેય પ્રભુ જગદ્‌ગુરૂની પદવી લીધા પછી પ્રથમ વાર શ્રી કૃષ્ણ તરીકે આવ્યા, ત્યારે નાના બાળક તરીકે તેમણે જન્મ લીધો હતો, શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા વિષે અનેક અદ્‌ભુત વાતો કહેવામાં આવી છે. અને અત્યારે ૨૫ કરોડ મનુષ્યો તે પ્રેમની મૂર્તિને પોતાના ભક્તિ—અને પૂજાના પાત્ર તરીકે ગણે છે.

પાંચ સૈકા પછી તે ફરીથી આવ્યા, પણ બાળક તરીકે જન્મ્યા ન હતા. ખ્રીસ્તી ધર્મમાં તે બાલ્યાવસ્થાની દંતકથા કહેલી છે, તે બધી ક્રાઇસ્ટ પ્રભુને નહિ પણ મહાત્મા જીસસને લગતી છે. જીસસ અને

ક્રાઇસ્ટ જુદા છે, એ વિચાર ઘણો જુનો છે અસલના ગુપ્તજ્ઞાનીઓ આ બાબત ખ્રીસ્તી ધર્મના શરૂઆતના સૈકામાં શીખવતા હતા.

"નવો કરાર" એ પુસ્તકમાંથી આપણને માલમ પડે છે કે એક હીબ્રુ યુવક હતો. જે ખ્રીસ્તી યુગની પૂર્વે ૧૦૦ વર્ષ પૂર્વે જન્મ્યો હતો. તેને કેટલુંક શિક્ષણ ઇજીપ્તમાં મળ્યું, અને કેટલુંક શિક્ષણ ઇસેન્સના મઠોમાં મળ્યું હતું, અને તે ત્રીસ વર્ષની વયે લોકોમાં ગુરૂ તરીકે બહાર પડયો. તેના ઉપર પવિત્ર આત્મા ઉતર્યો. અને તેનામાં વસ્યો. આ ઉતરવાની ક્રિયા એટલે ક્રાઇસ્ટે પોતે પૃથ્વીપર પોતાને વસવા માટે પસંદ કરેલા શરીરમાં ક્રાઇસ્ટનું દાખલ થવું તે. નવા કરારમાં આ પ્રસંગને "જોર્ડન નદીમાં જીસસનું પવિત્ર સ્નાન" એ રીતે વર્ણવ્યો છે. આ પ્રસંગે જીસસમાં નવી શક્તિ આવી—ક્રાઇસ્ટે પોતાના શરીરનો કબજો લીધો—અને તે વખતથી તે જીસસ ક્રાઇસ્ટ તરીકે પ્રસિદ્ધ થયા. આ પછીજ ધર્મપ્રચારનું કાર્ય શરૂ કર્યું, અને તે પછી ક્રાઇસ્ટે પોતે ઉપદેશ આપ્યો, લોકોને આરોગ્ય આપ્યું અને શિષ્યોને એકઠા કર્યા. ઘણું કરીને બધો વખત તે શરીરમાં તે રહેતા ન હતા, પણ કોઇ કોઇવાર તે તેના મૂળ માલીકને આપી દેતા હશે, કે જે વખતે જે તેમના સેવક તરીકે સાથે જ હોય છે.

આ બાબતના જાણકારો જણાવે છે કે વર્તમાન સમયમાં પણ તેવીજ રીતનો તે આશ્રય લેશે, અને જેવી રીતે જીસસે તેમની ભૂતકાળમાં સેવા કરી હતી, તેવી સેવા કરવાને પોતાના એક શિષ્યને કેળવીને તૈયારી કરે છે.

**પ્રશ્ન.** તેમનું શરીર કયી પ્રજાનું હશે?

ખ્રીસ્તી લોકો તેમનો પૂર્વ દેશના શરીરમાં સ્વીકાર ન કરે, તેઓ તો તેમના ધર્મમાં જન્મ લે, એમ આશા રાખે છે. ખ્રીસ્તી ધર્મમાં એટલા

બધા પંથ છે કે તે જે પંથમાં જન્મ લેવો ઉચિત ધારે, તે સિવાયના બધા પંથો તેમનો અનાદર કરે. માટે પૂર્વ કરતાં પશ્ચિમના દેશના શરીરમાં વધારે સ્વીકાર થાય એમ લાગતું નથી.

અત્યાર સુધીના મહાન્ ગુરૂઓ શ્રીબુદ્ધ, શ્રીકૃષ્ણ અને શ્રીક્રાઇસ્ટે પૂર્વ દેશોના શરીરો ધારણ કર્યાં છે.

પશ્ચિમના અશાંત, હક્કોની માગણી કરનારા, બીજા પર આક્રમણ કરનારા અને વેપારી બુદ્ધિના લોકો કરતાં પૂર્વ દેશના લોકો પવિત્ર અને શાંત શરીરો વધારે સ્હેલાઇથી પુરાં પાડી શકે કે જે દ્વારા મહાન આત્માઓ પ્રકટ થઇ શકે.

**પ્ર.** તે ક્યારે પ્રકટ થશે?

**ઉ.** જ્યારે સમય પક્વ થશે, જ્યારે અમુક પળ આવી પહોંચશે અને જ્યારે મનુષ્યો પણ અમુક અંશે તૈયાર થયા હશે, ત્યારે તે આવી પહોંચશે. કોઇ પણ મહાન બનાવનો મુખ્ય પ્રવાહ તો અનિવાર્ય છે, પણ વિગતો નિર્મિત થયેલી હોતી નથી; તેનો આધાર મનુષ્યો રૂપી સાધનો પર રહેલો છે. તેટલા માટે તેમણે કહ્યું છે કે "જ્યારે તમારા કાર્યથી જગત્ તૈયાર થશે, ત્યારે હું આવીશ;" અને જ્યાં સુધી જગત્ તૈયાર થાય ત્યાં સુધી તે રાહ જોતા ઉભા રહ્યા છે. માટે તે જલ્દી આવશે કે મોડા આવશે, તેનો આધાર તેમના આગમનમાં માનનારાઓના ખરા જીગરના કાર્ય પર રહેલો છે, તેમજ તેમના આગમન પૂર્વે પણ તેમનો માર્ગ સરલ કરવામાં તેમજ તેમના કાર્યમાં મદદ કરવામાં જે તૈયારીઓ તેઓ કરે તેના પર તે રહેલો છે. માટે તે ક્યારે આવશે તે કોઇ કહી શકે નહિ, પણ સામાન્ય માન્યતા એવી છે કે આપણા યુવક વર્ગના જીવન સમયમાં તે જરૂર આવશે.

**પ્ર.** તેમના આગમન માટે શી તૈયારીઓ જરૂરની છે?

**ઉ.** તૈયારી બે પ્રકારની છે.—આંતર અને બાહ્ય. આપણાં હૃદયો તથા મનને તૈયાર કરવાં, અને તેમને નામે તથા તેમને ખાતર સ્થૂલ ભુવનમાં કાંઈ ચોકસ કામ કરવું. આંતર પ્રવૃત્તિ અને બાહ્યપ્રવૃત્તિ તેવી બે પ્રકારની તૈયારી જરૂરની છે.

**આંતર પ્રવૃત્તિ**:-આંતર પ્રવૃત્તિ એટલે આપણી જાતને તૈયાર કરવાની રીતિ. તેને વાસ્તે તો જગદ્‌ગુરૂના મહાન્ શિષ્યે પોતાના શિષ્યને આપેલો અદ્‌ભુત ઉપદેશ જે 'ગુરૂચરણે' નામે પુસ્તકમાં પ્રકટ થયો છે, તે ઉપદેશને સતત ભારે પ્રયત્નથી અનુસરવું તેના કરતાં વધારે ઉત્તમ માર્ગ બીજો નથી. આ દિશામાં આપણું કાર્ય સફળ થાય તે વાસ્તે આપણી અને જગદ્‌ગુરૂની વચ્ચે સંબંધ થવો જોઇએ. આ સંબંધ કેવળ બુદ્ધિથી આગમનની આશાનો નહિ, પણ કેટલેક અંશે આપણા ચારિત્રનો હોવો જોઇએ. તેથી આપણા વાસ્તે જરૂરનું એ છે કે આપણે આપણાથી બને તેટલા પવિત્ર, ઉમદા અને નિઃસ્વાર્થી થઇને તૈયાર થવું જોઇએ. આપણે આપણા ચારિત્ર્યને ખીલવવું જોઇએ, અને કાર્ય વાસ્તે જરૂરના ગુણો વિકસાવવા જોઇએ. આપણે ધીરજ, દયા, કોમળતા, પૂજ્યભાવ; આ ગુણો શીખવા જોઇએ, અને આપણામાં જગદ્‌ગુરૂની ભાવના જાગ્રત કરવી જોઇએ—આપણી વાણીમાં સંભાળ પૂર્વક ઉદાર થવું જોઇએ; બીજાઓના દોષોનો નહિ પણ ગુણોનો વિચાર કરવો જોઇએ; અને ભૂલો કરતાં સત્યને શોધવાને વધારે પ્રયત્ન કરવો જોઇએ.

સઘળા પ્રકારના ધાર્મિક દ્વેષ અને વિરોધ, સઘળી જાતની ધર્માંધતા અને વ્હેમ, સઘળી જાતના પંથના વિગ્રહો અને બીજાઓની માન્યતા તથા રીતરીવાજો પ્રત્યેનો અણગમો—આ બધાથી આપણા હૃદયને ચોકખું રાખવું જોઈએ. આપણે ભક્તિભાવની લાગણી ખીલ-

વવી જોઈએ અને જ્યારે તે બતાવવાનો પ્રસંગ આવે, ત્યારે તે પૂર્ણ-રીતે, સ્વતંત્રરીતે અને સંકોચવિના પ્રકટ થવી જોઈએ. આપણે દઢતા અને નમ્રતાના ગુણો ખીલવવા જોઇએ અને જ્યાં મહત્તા દેખાય તેને ઓળખવી જોઇએ; કારણ કે આ ગુણો વડેજ આપણે તે મહાન્ ગુરૂ જ્યારે આવે ત્યારે તેમને ઓળખી કાઢીશું.

બીજી અગત્યની અંગત તૈયારી તે અભ્યાસ છે; કારણકે તમે ગમે તેટલી મદદ કરવા ઇચ્છતા હો, પણ જો તમે અજ્ઞાત હો તો સારા કરતાં ખોટું વધારે કરી બેસો. સામાન્ય મનુષ્ય આ આગમનના સંદેશ પ્રત્યે વ્હેમ અને શંકાની નજરથી જોશે. અને પ્રશ્ન પૂછશે કે "તમે કેવી રીતે જાણો છો?" લોકો સાવધ રહે, ટીકા કરે અને શંકા ઉઠાવે–તે તેમને હક્ક છે, પણ તેઓએ જરા ધીરજ ધરવી જોઇએ, અને નિષ્પક્ષપાત બનવું જોઇએ, અમુક બદ્ધમતોથી દોરાવું ન જોઇએ. તેમજ શું શક્ય છે અને શું અશક્ય છે, તે સંબંધમાં અમુક વિચારો બાંધી લઇને આ પ્રશ્ન વિચારવાની શરૂઆત ન કરવી જોઈએ. આપણે ઝડપથી આંતર પ્રેરણાવડે આ બાબતો માનીએ પણ તે આપણી માન્યતા બુદ્ધિ આગળ સાબીત કરવાની શક્તિ આપણામાં હોવી જોઇએ અને કેવળ તર્કવાદીને પણ આપણી માન્યતા સ્પષ્ટ રીતે સમજાવવા આપણે સમર્થ હોવા જોઈએ. જગતમાં ઘણા મનુષ્યો આ બાબતમાં બેદરકાર હોય, પણ કોઇકને આ બાબતમાં એકાએક રસ પેદા થાય અને તે સંબધમાં વધારે માહીતી માગે; અને તેથી આ કાર્ય સંબંધમાં જેટલી બને તેટલી માહીતી આપણે મેળવી લેવી જોઇએ અને જે કારણોથી આપણે આ આગમનમાં માનવા દોરાયા તે કારણોનો અભ્યાસ કરવો, એટલુંજ નહિ પણ બીજાને આ બાબતમાં પ્રેરણા કરનારાં કારણોનો પણ અભ્યાસ કરવો જોઇએ.

વળી જગદ્‌ગુરુનો સંદેશ પ્રેમનો સંદેશ હશે. તેથી આપણા સ્વભાવમાં આપણે પ્રેમનું તત્ત્વ ખીલવવું જોઇએ કે જેથી તીવ્ર સહાનુભૂતિ દ્વારા આપણે ઘણી ત્વરાથી વર્તમાન જીવનના પ્રશ્નો અને તેમનો નીકાલ આણવાનો માર્ગ સમજી શકીએ.

આ આંતર તૈયારીનું કામ અત્યારથીજ શરૂ કરી દેવું જોઇએ, કારણ કે એક મહાત્માએ કહ્યું છે કે "સ્વસુધારણાની ક્રિયા તે એક પળની કે અમુક મહિનાની નહિ અમુક વર્ષોની ક્રિયા છે."

૨. **બાહ્ય પ્રવૃત્તિ.** મનુષ્યોની પ્રવૃત્તિઓના સઘળા વિભાગોમાં તે પુનર્ઘટના કરવા આવે છે. આપણને સ્થૂળ શરીરો છે, અને જગદ્‌ગુરૂ સ્થૂલ દુનિયામાં આવે છે, તેથી દુનિયામાં તેમનો માર્ગ તૈયાર કરવામાં આપણે સ્થૂળ ભુવનપર કાંઈ ચોકસ કામ કરવું જોઇએ. વળી તેમણે કહ્યું છે કે "જ્યારે તમારાં કાર્યોથી જગત્ તૈયાર થશે, ત્યારે હું આવીશ," અને તેથી તેમને ઓળખવાને જો આપણે આપણી જાતને તૈયાર કરીએ પણ બાહ્ય દુનિયામાં કાંઈ ચોકસ કામ ન કરીએ તો તે તૈયારી ઘણી અલ્પ ગણાય.

આપણે ભાગ્યશાળી છીએ; અને આપણી સ્થિતિ ઈર્ષ્યા કરવા જેવી છે, કારણ કે આપણે જગદ્‌ગુરૂના આગમન સંબંધમાં ભવ્ય અને મહત્ત્વનું સત્ય જાણીએ છીએ. આપણને તે મહાન્ સત્ય લોકોમાં ફેલાવવા માટે સોંપવામાં આવ્યું છે, અને તેથી કરીને જગતમાં તેનો પ્રચાર કરવાની, અને ખાસ કરીને દુનિયાના જે ભાગમાં આપણે વસતા હોઇએ તે ભાગમાં પ્રચાર કરવાની આપણી ગંભીર જવાબદારી છે.

આપણે જેની જેની સાથે સંબંધમાં આવીએ, તેમની પ્રત્યે આપણી અમુક ખાસ ફરજ છે. માટે જેઓ વિરોધી હોય, તેમના હૃદયમાં વિચાર ઉત્પન્ન થાય તેટલે સુધી આપણા કાર્યને ધકેલ્યા સિવાય, આપણે

આપણા મિત્રમંડળને આ આગમનના વિચારથી પરિચિત કરવું જોઇએ. આપણે આપણી વાણીદ્વારા તેમજ પુસ્તકોદ્વારા, ચોપાનીઆ કે પેપરોમાં લખીને, અને બીજી અનેક રીતે જેમને આગમનનો સંદેશ ન સાંભળ્યો હોય, તેમને તે પહોંચાડવા પ્રયત્ન કરવો જોઇએ. જે આપણને દૃઢ શ્રદ્ધારૂપ લાગે છે, તે આગમનના વિચારની શક્યતા સંબંધમાં લોકોને માહીતગાર બનાવવા જોઈએ, અને આ રીતે જાહેર મત કેળવવો જોઇએ, કે જેથી જ્યારે તે મહાન્ બનાવ બને, ત્યારે લોકો ગભરાટમાં ન પડે પણ સામાન્ય આશા હતી, તે ફળીભૂત થઇ, એમ તેઓ માને. જુદા જુદા મનુષ્યોને અસર કરવાના જુદા જુદા માર્ગો હોય છે; અને જે સૌથી વધારે અસરકારક થાય, તે માર્ગ આપણે પસંદ કરવો જોઇએ. પ્રચારકાર્ય મોટા ભાગે મનને અસર કરનારૂં હોવું જોઇએ. પણ કેટલાકને લાગણીઓ જાગ્રત્ કરવાથી વધારે અસર થાય છે. કેટલાકની જ્ઞાનચક્ષુઓ ખોલવાની છે, ત્યારે કેટલાકની હૃદયચક્ષુઓ ખોલવાની જરૂર હોય છે. કોઇકિ દેશમાં તેમના ધર્મપુસ્તકોનો આધાર લઇ તેમજ જે બીજાઓ આગમનમાં માનતા હોય, તેમના શાસ્ત્રોમાં આપેલો પુરાવો રજુ કરીને આપણે તેમને અસર કરી શકીએ. જગદ્‌ગુરૂના આગમનનું જ્ઞાન ફેલાવવું એટલેથી તેમના કાર્યની તૈયારી પૂર્ણ થઇ જતી હતી. પણ વધારે વ્યવસ્થા, વધારે કાર્યદક્ષતા જેથી ખીલે, તેવી કોઇ ઉપયોગી પ્રવૃત્તિ હાથ ધરવી જોઇએ. તૈયારીને વાસ્તે ચાર જાતની મુખ્ય પ્રવૃત્તિઓ–રાજકીય, સામાજીક, ધાર્મિક અને કેળવણી વિષયક પ્રવૃત્તિઓ–છે. આપણા દેશના ઇતિહાસથી આપણે વાકેફ થવું જોઈએ, અને તેની રાજકીય સ્થિતિ નિષ્પક્ષપાતપણે વર્ણવવી જોઈએ. આપણે આ દેશની સામાજીક સ્થિતિ અને તેના પ્રશ્નોનો નિકાલ આણવાના માર્ગોથી વાકેફગાર થવું જોઇએ. તેમજ આપણા કરતાં જુદા ધર્મના મુખ્ય-

સિદ્ધાંતો જાણવા જોઈએ. વળી સઘળું જ્ઞાન આત્માનું ઉચ્ચજીવન અને મનુષ્યનાં શરીરો વચ્ચેની સાંકળરૂપ છે તે પાયાપર રચાયેલા કેળવણીના સિદ્ધાંતોથી આપણે વાકેફ થવું જોઈએ. આ રીતે વર્તમાન જીવનના પ્રશ્નો ઉપર આપણે બુદ્ધિપૂર્વક લખી શકીશું કે બોલી શકીશું અને અત્યારે સુધારો કયી દિશામાં લઈ જાય છે, તે જાણીશું. તેમજ જે દિશામાં તે પ્રશ્નોનો ખરો નીકાલ આવી શકે, તે દિશાનો આપણને ખ્યાલ આવશે. આપણા વેપારી, સામાજીક અને પ્રજાકીય જીવનને આધ્યાત્મિક બનાવવું જોઇએ, અને તે આધ્યાત્મિક બનાવવાના માર્ગોમાં ઉચ્ચહેતુ, ન ડગે તેવી પ્રમાણિકતા, સંમાન અને બીજાઓ સાથેનો સંબંધ અને બીજાઓ પ્રત્યેની જવાબદારી મુખ્ય છે. આ ગુણો બીજાઓને થોડા સમયમાં દાખલારૂપ થશે અને લોકોને જીવનથી તથા આદર્શથી વધારે ઉમદા અને વધારે સુખી સામાજીક સ્થિતિ તરફ લઈ જશે. આપણે વધારે સાવધ રહેવું અને સામાન્ય અક્કલનો ઉપયોગ કરવો કે જેથી આપણે હાંસીને પાત્ર ન થઈએ.

વિચારપૂર્વકના અને નિઃસ્વાર્થ કાર્યની સાથેનું દૃઢ સંકલ્પ બળ આપણા કાર્યની ચાવીરૂપ હોવું જોઈએ; કારણ કે સઘળું બીજાને મદદ કરનારૂં અને નિઃસ્વાર્થીકામ એ ગુરૂદેવનું કાર્ય છે અને તે કામ તેમને માટે આપણે કરવું જોઇએ. તમારામાં સેવાની ભાવના એટલી બધી તીવ્ર થવી જોઈએ કે તમે તમારી આસપાસના સર્વની સેવા કરવાનો પ્રસંગ શોધતાજ હો છો. મનુષ્યોની જ નહિ પણ પશુઓ અને છોડવાઓની પણ તમારે સેવા કરવી જોઈએ. તેમના માટે માથે લીધેલા આપણા કાર્યમાં આપણે મન, ઇચ્છાશક્તિ અને હૃદય અર્પવાં જોઇએ. તે આવે, તેટલા સમયમાં કાર્યદક્ષ અને વ્યવહાર કાર્યવાહક થવાને આપણી જાતને કેળવવી જોઈએ, અને અમે તેમના આગમનમાં

માનીએ છીએ, એમ ખુલ્લી રીતે જાહેર કરતાં જરાપણ ડરવું નહિ.

**પ્રશ્ન.** પણ દરેક મનુષ્ય આટલું બધું કામ કરી શકે નહિ. સામાન્ય બુદ્ધિના મનુષ્યો આ કામમાં કેવી રીતે મદદ કરી શકે?

**ઉત્તર.** ખરી વાત છે કે સઘળા મનુષ્યો તત્ત્વજ્ઞાનીઓ, રાજનીતિજ્ઞપુરૂષો, ધાર્મિક ઉપદેશકો, સુધારકો, કેળવણીકારો નથી, પણ સર્વે મનુષ્યો—સામાન્ય બુદ્ધિના મનુષ્યો પણ—કલ્પના કરી શકે, વિચાર કરી શકે અને પ્રાર્થના કરી શકે. લોકોમાં સામાન્ય તત્ત્વો કયાં છે, તે બાબત ઉપર લોકોને દોરીને તેમજ સામાન્ય માન્યતાઓ ઉપર તેમનું ચિત્ત ચોંટાડીને, લોકોના વિચારોને તેઓ વિશાળ બનાવી શકે, કારણ કે મતભેદો નાની બાબતના હોય છે, પણ લોકોને જોડનારી વસ્તુઓ ખરેખર મહત્ત્વની હોય છે. તેઓ પ્રેમના વિચારોથી મદદ કરી શકે, અને બાહ્યજગતમાં કામ કરનારા જીવો વાસ્તે જગદ્‌ગુરૂની જે શક્તિ મદદરૂપે નિરંતર વહી રહી છે તેની પ્રણાલિકા તરીકે તેઓ મદદ કરી શકે. માટે આ કામમાં બધાની જરૂર છે. **ભાવનાવાદી અને કલ્પનાવાદી, વિદ્યાર્થીઓ** અને **ગુપ્તજ્ઞાનીઓ, વ્યવહારીક કાર્ય કરનારાઓ** અને **વેપાર ધંધામાં લાગેલા પુરૂષો તથા સ્ત્રીઓ** સર્વની જરૂર છે વળી કાર્ય કરનારમાં જેની આશા રાખવામાં આવે છે તે એટલી બધી તેની કાર્યદક્ષતાની નહિ પણ જગદ્‌ગુરૂમાં પૂર્ણ વિશ્વાસની અને તેમની સેવા કરવાના દૃઢ નિશ્ચયની. એકવાર એક મહાત્માએ કહ્યું હતું કે: "He who does his best does enough for us" જે પોતાનાથી બનતું ઉત્તમ કામ કરે છે, તે અમારે વાસ્તે પુરતું કામ કરે છે. માટે જેનાથી બને તેણે પોતાના સ્વજનો અને મિત્રોની વચમાં પોતાનાથી બનતું કરવું અને જે ખરો ઉત્સાહી છે તેણે તો આ નીચેની પ્રવૃત્તિઓમાં પોતાનો હિસ્સો આપવો.

(૧) **ધાર્મિક પ્રવૃત્તિ.** મંદિરોના યોગ્ય વહીવટમાં મદદ, **ભજનો** અથવા હરિકથાની ગોઠવણ. ઉત્સવના દિવસોને આકર્ષક બનાવવા.

(૨) **સામાજીક પ્રવૃત્તિ.** સ્ત્રી હિતનું કાર્ય, બાળહિતનું કાર્ય, કેદખાનાની મુલાકાત, ગામની અથવા શહેરની આરોગ્યસ્થિતિની તપાસ, દારૂનિષેધક પ્રવૃત્તિ, પશુ ઉપર તથા બીજા જીવતા પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવું.

મહેનતુ વર્ગ વચ્ચે સહકાર, લોકોને વાસ્તે તંદુરસ્તીભરી રમત ગમતો પુરી પાડવી તે. મનુષ્યોના કલ્યાણની વ્યવહારિક પ્રવૃત્તિ, ખોરાક, આરોગ્ય સંબંધી સુધારો કરવાની હીલચાલ.

**કેળવણી વિષયક પ્રવૃત્તિ.** મહેનતુવર્ગ વાસ્તે રાત્રિશાળા, અત્યંજવર્ગ વાસ્તેની શાળાઓ. કેળવણીનું ભ્રાતૃમંડળ અથવા માબાપ અને શિક્ષક સંઘ જેવી સંસ્થાઓને મદદ કરવી તે. સ્થાનિક અથવા ફરતાં પુસ્તકાલયો માટેનું કાર્ય.

**સાહિત્ય વિષયક પ્રવૃત્તિ.** ચોપાનીઆં, લેખો, અભિપ્રાયો, રિપોર્ટો વગેરે લખવા. સારા લેખોનું માતૃભાષામાં ભાષાંતર કરવું. ધર્મશાસ્ત્રોમાંથી યોગ્ય ઉતારા એકઠા કરવા.

**નાગરિક તરીકેની પ્રવૃત્તિ.** વીરસૈનિકમંડળ ( Scouting) સેવાસમિતિ, સેવાસદન, સમાજસેવામંડળમાં ભાગ લેવો અને મદદ કરવી.

વળી જેઓનાં હૃદયો લાગણીવાળા છે, જેમનાં મગજ તીવ્ર છે, જેઓમાં કામ કરવાનો, ચહાવાનો અને ભોગ આપવાનો ઉત્સાહ છે, અને જેઓ જ્યારે જગદ્‌ગુરૂ આવે ત્યારે તેમના શિષ્યો થશે, તેવા યુવકોને ખાસ કરીને તે પ્રેરણા કરશે. માટે આપણી વચમાં જેઓ યુવાન છે, તેમના પ્રત્યે આપણે સારી આશાથી જોવું જોઇએ, અને તેમને નવાં કાર્યો કરવાને, અને નવી નવી પ્રવૃત્તિઓ કરવાને તકો આપવી

જોઇએ, કારણ કે સંયોગોને એવી રીતે યોજવામાં આવ્યા છે કે જેઓ જગદ્‌ગુરૂને ભૂતકાળમાં પીછાણતા હતા, અને જેઓ તેમને ચ્હાતા હતા અને જેમણે તેમની સેવા કરી હતી, તેઓને નજદીકના ભવિષ્યમાં, જ્યારે તે પૃથ્વી પર હોય ત્યારે અને તેમના ગયા પછી પણ—કાર્ય કરવા માટે પૃથ્વીપર લાવવામાં આવે છે.

વળી જો આપણે જગદ્‌ગુરૂના કાર્યવાહક થવું હોય તો મહાન્ તૈયારીમાં આપણે ગમે તે કામ કરવાનું આવી પડે તો તે **ખુશીથી** કરવું અને તે પણ **પૂર્ણ હૃદયથી** કરવું, પછી તે કામ નાનું હોય કે મોટું હોય, લોકોની નજરે પડે તેવું હોય કે અંધારામાં પડયું હોય, તે જોવાનું નથી. જો બીજો મનુષ્ય કોઇ સારૂં કામ અમુક રીતે કરતો હોયતો આપણે તેજ કામમાં પડી તેજ રીતે કરવાની જરૂર નથી. આપણે તો જ્યાં ખોટ હોય ત્યાં પુરી પાડવાની છે, પણ જે જગ્યાઓ પુરાઇ હોય તે ફરીથી ભરવાની નથી.

આપણે અનેક રીતે મદદ કરી શકીએ, છતાં મોટામાં મોટું કામ તો આપણે એજ કરવાનું છે કે આપણે જાતે જગદ્‌ગુરૂ જેવું જીવન ગાળવું કે જેથી આપણે હાલ પણ જગદ્‌ગુરૂની પ્રણાલિકા થઈ શકીએ કે જે દ્વારા જગતને તૈયાર કરવી શક્તિ વહે, અને જગદ્‌ગુરૂ આવે ત્યારે તેમની વિશેષ શક્તિ વહી શકે.

**પ્રશ્ન**—જયારે તે પધારે ત્યારે આપણે તેમને કેવી રીતે ઓળખીશું?

**ઉત્તર**—મહાન્ પુરૂષને ઓળખવાને કાંઇ બાહ્ય ચિન્હો નથી. જે મહત્તા શરીરના નથી, પણ આત્માની છે, તેને આપણે બાહ્ય ચિન્હોથી ઓળખી શકીશું નહિ, તેમજ બાહ્ય ચિન્હોથી આપણે તેમને પણ પીછાની શકીશું નહિ. શ્રીકૃષ્ણ ભગવદ્‌ગીતામાં જણાવે છે કેઃ—

મારા દૈવી સ્વભાવને તેમજ હું બધાનો નાથ છું તે નહિ જાણવાથી મનુષ્યના શરીરમાં રહેલા **મને** મૂર્ખ લોકો અવગણે છે.

જ્યારે જ્યારે તે પ્રકટ થાય છે, ત્યારે ત્યારે પ્રેમનું બળ અને તેમની શક્તિની ભવ્યતા પણ ચોક્કસ ત્યાં હોય છેજ. પણ આપણામાંના કેટલા મનુષ્યો દિવ્ય હાજરીને અથવા તો ઉચ્ચ જીવનની શક્તિઓ અને ભવ્યતાને જોઇ શકે છે?

મહાન્ આધ્યાત્મિક પુરૂષને ઓળખવાનો એકજ માર્ગ છે અને તે એ છે કે આપણે થોડા પણ તેમના જેવા થવું. કારણ કે આખા વિશ્વમાં એક નિયમ પ્રસરી રહ્યો છે કે જે વસ્તુના આંદોલનોનો આપણે જવાબ આપી શકીએ, તેજ વસ્તુને આપણે પીછાણી શકીએ; મેટરલીંકના શબ્દોમાં કહીએ તો "આપણી અંદર રહેલાં દિવ્ય તત્ત્વો પ્રકટ કરવાથી આપણે બીજામાં રહેલાં દિવ્ય તત્ત્વોને શોધી શકીશું." બ્હારથી જે કાંઈ આવે, તેનો ઉત્તર આપવાને આપણે આપણા સ્વભાવના અમુક ભાગને ફેરવવો જોઇએ, એ જ્ઞાન પામવાની શરત છે.

તેટલા માટે જગદ્ગુરૂ આવે, ત્યારે તેમને ઓળખવાને આપણે જગદ્ગુરૂનું સ્વરૂપ આપણામાં ખીલવવું જોઇએ. અપમાનને ક્ષમાથી સહન કરવું, મૌનથી પોતાના પર મૂકાયેલો આરોપ સહન કરવો, ક્રોધથી મુક્ત થવું, નમ્રતા ખીલવવી, તેમજ આધ્યાત્મિક મનુષ્યને યોગ્ય બીજા સદ્ગુણો ખીલવવા. મોટાઓને હલકા પાડવાનું તેમજ જે ઉમદા છે, તેનો દોષ કાઢવાનું વલણ દબાવવું અને જ્યાં જ્યાં મહત્તા દેખાય ત્યાં ત્યાં તેને માન આપવું. જ્યારે શ્રી કૃષ્ણ આવે, ત્યારે તેમને ઓળખવા હોય તો, આપણે ત્રિવક્રા જેવું કરવું કે જેણે પોતાની બધી ભેટો તેમને અર્પણ કરી, પણ જે બ્રાહ્મણો તેમની તરફ ધ્યાન આપી ન શક્યા, તે બ્રાહ્મણો જેવા થવાનું નથી. બીજી જાતિઓ પ્રત્યેનો આપણો બાંધેલો મત દૂર કરવો જોઇએ, અને એકલાપણાની અસલના યાહુદીઓની વૃત્તિ તજી દેવી જોઇએ. આ બદ્ધમતની અને એકલાપણાની ભાવનાને

લીધેજ તેમના પોતાનાજ લોકોએ જગદ્‌ગુરૂ જ્યારે આવ્યા અને લોકોને પોતાના જગદ્‌ગુરૂ સંબંધી બાંધેલા ખ્યાલ પ્રમાણેના ન લાગ્યા, ત્યારે તેમનો તિરસ્કાર કર્યો અને મારી નાખ્યા. આપણને જે જે મનુષ્ય મળે તેનામાં આપણે ખરાબ તત્ત્વો નહિ પણ ઉત્તમ તત્ત્વો જોવાં જોઇએ, અને દરેક મનુષ્યને-પાપી મનુષ્યને પણ-ભવિષ્યના સંત તરીકે ગણવો જોઇએ. આ પ્રમાણે આપણે તેમની અદ્‌ભુત પૂર્ણતાની ઝાંખી પણ પ્રતિકૃતિઓ બનવું જોઇએ, અને તેમના અનંત પ્રેમ, અને વિશ્વવ્યાપી દયાનો થોડો પણ આભાસ આપણા જીવનમાં આવવો જોઇએ. આપણા હૃદયમાં, મનમાં, કાર્યમાં તેમનું અનુકરણ કરવાનો સતત પ્રયત્ન કરવાથી આપણામાં એવું જ્ઞાનનું સાધન બનશે કે જે ગમે તેવું નિર્બળ હશે, છતાં મહત્તાને ઓળખી શકશે, કારણ કે અમુક અંશે તેમની મહત્તાના આંદોલનોનો રણકો તેમાં પડશે. તેમનામાં જે લક્ષણો છે, તે લક્ષણોનું આપણા હૃદયમાં ધ્યાન કરવાથી તેમના સંબંધીના વિચારથી આપણી તેમની સાથે પ્રેમની સાંકળ બંધાશે; અને વિચારની ઉત્પાદક શક્તિથી આપણું ચારિત્ર બંધાશે, અને આપણો સ્વભાવ ઉમદા થશે.

વળી આપણે તે મહાન્ ગુરૂને તેમના શિક્ષણથી ઓળખીશું, કારણ કે તેમણે આપેલા શિક્ષણથી તેમની મહત્તા સમજાશે. શિક્ષણ એટલે એમણે આપેલો **ઉપદેશ** એમ સમજીએ છીએ, પણ શિક્ષણ એટલે મહાન્ ગુરૂનું **જીવન**, એ પણ સમજવાનું છે. આ વખતે પણ જગદ્‌ગુરૂનું શિક્ષણ તેમના ઉપદેશમાં જેટલું સમાય તેના કરતાં તે પોતે કેવા પ્રકારનું જીવન ગાળે છે, અને બીજાઓ સાથે કેવી રીતે વર્તે છે; તેમાં વધારે પ્રકટ થાય.

આ પ્રમાણે તે મહાન્ ગુરૂ તેમના જીવનથી અને તેમના શિક્ષણથી, તેમના જગદ્‌ગુરૂને યોગ્ય સદ્‌ગુણોથી, અને તેમની આધ્યાત્મિક

ભવ્યતાથી ઓળખાશે. તેમની હાજરીમાં જે શાંતિ પ્રસરશે, તે શાંતિથી કેટલાક તેમને ઓળખશે, અને બીજાઓ તેમને આંતર પ્રેરણાથી ઓળખશે–કે જે બાબત શબ્દોદ્વારા દર્શાવી શકાય તેવી નથી.

**પ્રશ્ન**—તે શું શીખવશે ?

**ઉત્તર**—તેમનું શિક્ષણ કેવા પ્રકારનું થશે તે તેમના સિવાય કોણ જાણી શકે ? પણ "ગુરૂચરણે" નામનું પુસ્તક જગદ્ગુરૂના શિષ્યે–મહાત્માએ પોતાના એક શિષ્યને દીક્ષા વાસ્તે તૈયાર કરતી વખતે તે આપ્યું હતું, જગદ્ગુરૂના વધારે નજદીકના સંબંધી મહાત્માએ તે પુસ્તકમાં વર્ણવેલું શિક્ષણ આપેલું હોવાથી જગદ્ગુરૂનું પોતાનુંજ શિક્ષણ ગણી શકાય. તે શિક્ષણોમાં "પ્રેમ" ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો છે, અને જો કોઇ મનુષ્યમાં પ્રેમનો સદ્ગુણ પ્રબળ હોય તો તેને બીજા સદ્ગુણો મેળવવામાં મદદગાર થાય છે, પણ પ્રેમ વિના બીજા બધા સદ્ગુણો પુરતા નથી.

ધર્મોનો મુકાબલે અભ્યાસ કરતાં લાગે છે કે જો કે બધા ધર્મો મોટે ભાગે તેનાં તે શિક્ષણો આપે છે, છતાં દરેક ધર્મ અમુક તત્ત્વ પર વિશેષ ભાર મુકતો લાગે છે. વિશ્વધર્મમાં હિંદુધર્મ પોતાના હિસ્સા તરીકે પ્રભુનું વિશ્વવ્યાપીપણું, અને મનુષ્યજાતિની એકતાના સિદ્ધાંતો રજુ કરે છે અને દરેકને પોતાનો ધર્મ બજાવવા ફરમાવે છે. ઇજીપ્તની સંસ્કૃતિનું મુખ્ય લક્ષણ વિજ્ઞાન હતું અને પારસીધર્મનું મુખ્ય તત્ત્વ પવિત્રતા છે. ગ્રીસે કળાદ્વારા સૌંદર્યનો સંદેશ આપ્યો, અને રોમે નિયમ–કાયદા દ્વારા સૌંદર્યનો સંદેશ આપ્યો. બુદ્ધધર્મનું મુખ્ય શિક્ષણ જ્ઞાનની જરૂર છે. હીન્દુધર્મનું મુખ્ય લક્ષણ ધર્મનિષ્ઠા છે. ખ્રીસ્તીધર્મ વ્યક્તિવાદ અને આત્મભોગ–આ બે સૂત્રો એક સાથે શીખવે છે; મુસલમાન ધર્મનું મુખ્ય લક્ષણ ઇશ્વરી ઇચ્છાને તાબે થવું તે છે, અને જૈનધર્મ અહિંસાને પ્રધાનપદ આપે છે.

આગામી જગદ્‌ગુરૂ પોતાનું શિક્ષણ કેવા નવા અને મનોહર રૂપમાં રજુ કરશે, તે આપણે જાણી શકતા નથી. પણ એટલું તો સૂચન થઇ શકે કે ગઈ વખતે તે આવ્યા, ત્યારે જે સિદ્ધાંતો પર તેમણે ભાર મૂક્યો હતો, તેવાંજ શિક્ષણો આ વખતે પણ પ્રતિપાદન કરશે. તેમણે કહ્યું હતું કે "પ્રેમ એજ જીવન છે. પ્રેમ એજ ખરૂં જીવન છે. અને તે સિવાયના બધા સદ્‌ગુણો એ રેતીમાં નાશ પામી જતા પાણી જેવા છે."

આગામી જગદ્‌ગુરૂ તે પ્રેમનો મહાન્ તારો છે, અને તે પોતાના ભવ્યતેજમાં આખી મનુષ્યજાતિને લપેટી લે છે. તેમણે પોતાના શિષ્યોને શું કહ્યું હતું, તે આપણે જાણીએ છીએ. તેમણે કહ્યું હતું કે "જેવી રીતે હું તમને ચાહતો હતો, તેવી રીતે તમે એક બીજાને ચાહો." અને શ્રી કૃષ્ણ તરીકેના પોતાના જીવનમાં પણ તેમણે પ્રેમનોજ સંદેશ આપ્યો હતો, કે જે પ્રેમ તેમનો મુખ્ય સ્વભાવ હતો. તે જ્યારે આપણે સ્મરણમાં રાખીએ છીએ, ત્યારે આપણે જગદ્‌ગુરૂના શિક્ષણ વિષે કાંઈક કહી શકીએ, કે જે જગદ્‌ગુરૂ **મૈત્રેય** નામથી ઓળખાય છે. જગતને અત્યારે નવાં સત્યોની જરૂર નથી, પણ નવી પ્રેરણાની છે, અને જગદ્‌ગુરૂ જે નવી પ્રેરણા આપશે, તેમાં મુખ્ય તત્ત્વ જીવનના દરેક પ્રસંગમાં પ્રેમને લાગુ પાડવાનું છે. ઘરમાં, સમાજમાં, પ્રજામાં અને આખી દુનિયામાં તે તત્ત્વ પ્રમાણે ચાલવાનું છે. બુદ્ધ ભગવાન્ જ્ઞાનની મૂર્તિ હતા, પણ વર્તમાન જગદ્‌ગુરૂ એ **પ્રેમની, દયાની મૂર્ત્તિ છે.** અને તેમના નવા શિક્ષણનું મુખ્ય લક્ષણ પ્રેમ થશે. પ્રભુનું વિશ્વ વ્યાપિત્વ, મનુષ્યજાતિની એકતા, અને તેની સાથે દયા, સહકાર અને નિઃસ્વાર્થતા–આ બધાં તે પ્રેમનાં પ્રકટ સ્વરૂપો થશે. તેમનું શિક્ષણ એકતાનું, મિત્રતાનું, ભિન્ન ભિન્ન પંથના અનુયાયીઓ વચ્ચેના પ્રેમનું થશે. વળી જુદા જુદા પંથો વચ્ચેજ શાંતિ, એકતા અને ભ્રાતૃભાવનું

શિક્ષણ નહિ પણ પ્રજા પ્રજાઓ વચ્ચેના ભ્રાતૃભાવના સિદ્ધાંતને ફેલાવશે. અત્યારે પ્રજા અને પ્રજાને જુદાં કરનારાં કારણો આંતર્ રાષ્ટ્રીય ભાવનાથીજ નાશ થઈ શકે, અને તે ભાવનાજ પ્રજાઓને ચારે બાજુએથી જોડે; માટે જગદ્‌ગુરૂના શિક્ષણમાં એક સૂત્ર બહુજ પ્રબળ અને સ્પષ્ટ રીતે ગાજી ઉઠશે કે સઘળા ધર્મો એક છે, અને તે ધર્મો એકજ સાધ્ય બિન્દુએ લઈ જાય છે, અને ધર્મોની એકતાના પરિણામે પ્રજાઓની એકતા પ્રકટવી જોઇએ.

**પ્રશ્ન**—જો જગદ્‌ગુરૂ ઘણા જલ્દીથી આવવાના હોય તો હાલ ક્યાં છે? આપણે તેમને ક્યાં શોધી શકીશું?

**ઉત્તર**—જગદ્‌ગુરૂ દૂરના સ્વર્ગમાં નથી. પણ જ્યાં સુધી જગદ્‌ગુરૂની પદવી તેમને શિર છે, ત્યાં સુધી તે પોતે ધારણ કરેલા શરીરમાં વસે છે. ગઈ વખતે જ્યારે તેમને લાગ્યું કે જે લોકોને તે મદદ કરવા આવ્યા હતા, તેમની વચમાં ઉપયોગી રીતે રહી શકે તેમ નથી, ત્યારે તેમણે જે શરીરનો થોડા વખત વાસ્તે ભોગવટો લીધો હતો, તે શરીરનો નાશ થવા દીધો, અને તે તો પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા, જ્યાં તે અત્યારે પોતાના ભવ્ય શરીરમાં વસે છે.

તેમનું ગૃહ હિમાલય પર્વતના ઢોળાવપર આવેલું છે, જ્યાંથી તે હિંદના સપાટ મેદાનો જોઈ શકે છે. આપણે આપણી ચક્ષુઓ આગળ એવું ચિત્ર ખડું કરી શકીએ કે તે હિમાલય પર્વતના દક્ષિણ ઢોળાવપર પોતાના બગીચામાં એક મહાન્ વૃક્ષની છાયામાં ઉભેલા છે, દયા અને જ્ઞાનના ઉંડા કુવારૂપ ચક્ષુએ વડે પોતાના ચરણો આગળ આવેલા હિંદના મેદાનો તરફ તાકીને જોઈ રહ્યા છે, હિંદની પ્રાચીન ભૂમિ પ્રત્યે દષ્ટિ નાખી રહ્યા છે, અને આપણી વચમાં થોડા સમયમાં તેમને પ્રકટ થવાનું છે, તેની રાહ જોઇ રહ્યા છે. તે ત્યાં ઉભેલા છે, અને જે જગતે તેમનો

અનાદર કર્યો હતો, અને કદાચ ભવિષ્યમાં પણ કરે તે જગત્ તરફ પ્રેમ ભરી દૃષ્ટિથી નિહાળી રહ્યા છે. તેમને પ્રકટ થવાનો સમય આવી પહોંચે તે સમયની રાહ જોઇ રહ્યા છે. તેમના સંદેશવાહકો જગતમાં ફરી તેમના આગમનનો સંદેશ ફેલાવે, અને કેટલેક અંશે તેમના આગમન વાસ્તે પ્રજાઓને તૈયાર કરે તે, પૂર્ણ સમયની રાહ જોઈ રહ્યા છે. જગતના રક્ષક દેવો પણ જેની સેવા કરે છે, તે મહાપુરૂષ તે યોગ્ય સમયની રાહ જોતા ઉભા છે.

જે હિંદમાં તે ઘણીવાર જન્મ્યા છે, તે હિંદમાં ઘણા થોડા સમયમાં આવશે; તે એકત્ર કરેલા જ્ઞાનના માધુર્ય સાથે તેમના અપૂર્વ પ્રેમના અનિવાર્ય બળ સાથે જે પૃથ્વીને તે ચાહે છે, તે પૃથ્વીપર પધારશે, અને માનુષી અવાજથી માનુષી કાનમાં દિવ્યજ્ઞાનના અને શાશ્વત જીવનના શબ્દો ઉચ્ચારશે.

તે જ્યારે આવશે, ત્યારેજ આપણે તેમને ચર્મ ચક્ષુથી જોઇ શકીશું, પણ તેમને આત્માની દૃષ્ટિથી જોવાના બીજા માર્ગો છે. જગદ્ગુરૂને શોધી કાઢવાના કામમાં આંખો જ જરૂરની નથી. અને ખુલ્લી રીતે આપણી સંમુખ આવી ઉભા રહે તેથી પણ આપણે તેમની મહત્તા સમજી શકીશું નહિ. કારણ કે આપણા મનથી સમજાય કે આંતરપ્રતિભાથી કળ્યામાં આવે તેના કરતાં પણ તે મહાન્ છે. ખેતરોમાં ઝાકળના બિન્દુઓમાં, તેમજ મનુષ્યજાતિના આંસુમાં તેમની સુંદરતા આપણે જોઇ શકીએ. બીથોવનના સૂરમય સંગીતમાં તેમજ ફસાયેલાના દુઃખની ચીસમાં તેમનો અવાજ આપણે સાંભળી શકીએ. તે પોતે મનુષ્યજાતિનું હૃદય હોવાથી ભવ્યતા અને સુંદરતામાં લપેટાઇ તે મનુષ્યથી દૂર ઉભા રહેતા નથી.

જ્યાં મનુષ્યો દુઃખી હોય છે, ત્યાં તે તેમની બાજુએજ ઉભા રહેલા અને તેમના દુઃખમાં ભાગ લેતા હોય છે, અને જો આપણે દયા-

મય વિચારો, વચનો અને કાર્યોથી તેમનું દુઃખ ઓછું કરવા અથવા તેમને મદદ આપવા પ્રયત્ન કરીએ તો ત્યાં આપણને તે જડી આવે. અંગત આનંદ નહિ પણ મનુષ્ય જાતિના આનંદમાંથી મળતા આનંદ દ્વારા આપણે તેમને શોધી શકીએ. જેમને ભૂતકાળમાં મૈત્રેય પ્રભુ કહેતા હતા (કારણ કે તે પ્રેમ અને દયાના નાથ છે,) તેમની હાજરીનું ભાન આપણને પરોપકારી કાર્યો, સ્વાર્થત્યાગ, મનુષ્ય જાતિના ભલાના કોઇ પણ કાર્ય વાસ્તે શ્રમ લેવાની તત્પરતા, અને દયા દ્વારા થઇ શકે.

જે જગતના ધર્મોના નાથ છે, તે જગદ્‌ગુરૂના આ પૃથ્વી પર સમીપ આગમનમાં માન્યતા ધરાવનારા જુદા જુદા ધર્મના અનુયાયીઓ આ પૂર્વના તારક મંડળમાં જોડાયા છે, કે જેથી તેઓ તેમના સેવક થવાને પોતાની જાતને કેળવે અને તેમના આગમન માટે જગતને તૈયાર કરે.

**પ્રશ્ન**—આ તારક મંડળ શું કરવા માગે છે, અને તેના શા સિદ્ધાંતો છે.

**ઉત્તર**—નવા વિચારોને સ્વાગત આપી શકે અને ઉચ્ચ આદર્શો પ્રમાણે વર્તે એવી આગળથી તૈયારી કરનારી હીલચાલનું કામ આ મંડળે કરવાનું છે. આ મંડળના સભ્યોએ આ સ્થૂળ ભુવનપર એવાં કામ કરવાં કે જેથી જગતના લોકોનો અભિપ્રાય આગમનની તરફેણમાં થાય, અને જગતનું વાતાવરણ તેમના પ્રત્યે સ્વાગત અને પૂજ્યભાવનું થાય, અને ઉચ્ચ ભૂમિકાપર તેમના ઉપયોગમાં આવે તેવું સેવાનું સાધન બનવામાં બધા સભ્યો એકઠા થઇ શકે. નીચેના છ નિયમોમાં આ મંડળના ઉદ્દેશો આવી જાય છે.

૧. અમે એવું માનીએ છીએ કે જગતમાં એક મહાન ગુરૂ થોડા વખતમાં પધારશે અને તેઓ પધારે ત્યારે તેમને ઓળખવાને અમે યોગ્ય થઇએ તેવું જીવન હમણા ગાળવાની અમારી ઇચ્છા છે.

૨. તેટલા માટે અમે તેમને હમેશાં સ્મરણમાં રાખવા પ્રયત્ન કરીશું અને અમારા હમેશના વ્યવહારમાં જે કાર્ય કરવાનું હશે તે તેમના નામે કરવા અને તેથી અમારાથી બની શકે તેટલું સારૂં કરવા પ્રયત્ન કરીશું.

૩. અમારી હમેશની ફરજોમાં આડે નહિ આવે તેવી રીતે, દિવસનો અમુક ભાગ તેમના આગમનની તૈયારી કરવામાં સહાય કરવા માટે કોઇ ચોકસ કાર્યમાં અમે રોકીશું.

૪. **ભક્તિ, દ્રઢતા** અને **નમ્રતાને** અમે અમારા વ્યવહારિક જીવનનાં મુખ્ય લક્ષણો બનાવીશું.

૫. તેમના નામથી અને તેમના અર્થે જે કાર્ય કરવા અમે પ્રયત્ન કરીએ છીએ તેમાં આશીર્વાદ મળે તેટલા માટે અમે સાંજ સવાર થોડોક વખત પ્રયત્ન કરીશું.

૬. જે કોઇમાં મહત્તા જણાશે તેનામાં મહત્તાને ઓળખીને અમે તેને માન આપીશું અને જેઓ આધ્યાત્મિક બાબતોમાં અમારાથી ચડીઆતા હશે તેમને સહાય કરવાને અમે બનતો પ્રયત્ન કરીશું.

આ છ નિયમો તારક સભ્યો વાસ્તે ઘણો ઉચ્ચ આદર્શ રજુ કરે છે કે જેને સમજી તે દરરોજના જીવનમાં ઉતારવાનો છે.

આ મહાન ગુરૂ કોણ છે, તથા ક્યાં ક્યારે અને કેવી રીતે તે પ્રકટ થશે, તે આ મંડળ જાહેર કરતું નથી. દરેક મનુષ્ય જેના નામથી પોતાનામાં ખરો પૂજ્યભાવ પ્રકટે તેનું નામ લેવાને તથા આ બાબતોમાં પોતાનો અંગત અભિપ્રાય બાંધવાને છૂટો છે, પણ તેણે અત્યારે એવું જીવન ગાળવું કે જ્યારે તે આવે ત્યારે તે તેમને ઓળખી શકે.

**પ્રશ્ન.** આ મંડળમાં દાખલ થવાના શા નિયમો છે?

**ઉત્તર.** ઉપર જણાવેલ છ સિદ્ધાંતોનો સ્વીકાર તેજ આ મંડ-

ળમાં દાખલ થવાને જરૂરનું છે. સર્વ દેશોમાં સર્વ સભાસદોને જોડનારી સાંકળ તે છે. ઉપરના છ સિદ્ધાંતો સિવાય મંડળની મંડળ તરીકે કોઇપણ જાતની માન્યતા કે નિયમો નથી, તેમજ ફરજીઆત લવાજમ નથી. આ મંડળના સભ્યો દુનિયાના બધા ધર્મના અનુયાયીઓમાંથી છે અને આ મંડળનો હેતુ દરેક પ્રજા તથા દરેક પંથના મનુષ્યો જેમની માન્યતા જગદ્‌ગુરૂના સમીપ આગમનની છે, અને જેમનો નિશ્ચય તેમનો માર્ગ બને તેટલી શક્તિથી તૈયાર કરવાનો, અને જ્યારે તે આવે ત્યારે તેમને તેઓ ઓળખી શકે એવી રીતે જીવન ગાળવાનો છે, તે સર્વેને જોડવાનો છે.

જગદ્‌ગુરૂ આખી દુનિયા વાસ્તે આવે છે, અને તેથી આગમમની સામાન્ય આશા ધરાવીને જેઓ તે મંડળમાં દાખલ થવા માગતા હોય, તેવા કોઈ પણ તે મંડળની બહાર ન રહી જાય, એ અર્થમાં આ મંડળને વિશ્વવ્યાપી બનાવવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. બધાને આ મંડળમાં સ્વાગત છે, કારણકે જગદ્‌ગુરૂ બધાને સ્વાગત આપે છે.

**પ્રશ્ન**—પણ જો તમે પ્રથમ જણાવ્યું તેમ જગદ્‌ગુરૂની મહત્તા તેમના શિક્ષણથી સાબીત થશે તો તેમના આગમનનો સંદેશ પ્રથમથી પ્રચારવા તેમજ તેમનો માર્ગ તૈયાર કરવા પૂર્વના તારકમંડળ જેવા મંડળની શી જરૂર છે?

**ઉત્તર**—લોકો તેમના શિક્ષણને બરાબર ન્યાય આપે તે પૂર્વે અમુક શરૂઆતના સંયોગોની જરૂર છે. જગદ્‌ગુરૂ જ્યારે આવે ત્યારે લોકો તેમને નિષ્પક્ષપાત રીતે સાંભળે, એટલું તો બનવું જોઇએ; કારણ કે કોઇ ગુરૂ ગમે તેવો મહાન્ હોય, પણ તે અંધ પક્ષપાત અને બુદ્ધિશુન્ય દ્વેષની વચમાં પોતાની મહત્તા સાબીત કરી શકે નહિ. તે પોતાના શિક્ષણોથી પોતાની જાતને સાબીત કરશે, જે શિક્ષણો લાંબા સમયે—જગદ્‌ગુરૂ મનુષ્યોની દૃષ્ટિમાંથી ચાલી ગયા હશે તે પછી—પ્રચાર પામશે.

જીસસે કહ્યું છે કે "પોતાના દેશમાં કે પોતાના ઘરમાં પેગમ્બરને માન મળતું નથી." "પાછળથી તો તેમને સંમાન મળશે, પણ આ વખત એમ આશા રાખવામાં આવે છે કે તેમના ચાલુ જમાનામાં તેમનો સ્વીકાર થાય." ગયા વખતે તે આવ્યા, ત્યારે તે કોઇ પણ મનુષ્ય બોલી શકે નહિ તેવી ઉચ્ચ રીતે બોલ્યા. પણ લોકોએ તેમની મશ્કરી કરી, અને અત્યારે જો કે જગતનો ૩ ભાગ તેમને પૂજે છે, છતાં તે વખતના લોકોએ તેમને પોતાનાં શિક્ષણો સાબીત કરવાની તક આપી નહિ. તે વખતે જગત્ તેમનો આદર સત્કાર કરવાને એટલું ઓછું તૈયાર હતું કે ત્રણ વર્ષ કરતાં વધારે તે રહી શક્યા નહિ, અને તે ત્રણ વર્ષને અંતે દ્વેષનું મોજું એટલું બધું પ્રબલ થઇ ગયું કે તે તેમની ઉપર પડયું, અને તેમના પોતાનાજ પ્રજાજનોએ મારી નાખ્યા, એટલે તેમને તે દેહ છોડી દેવાની ફરજ પડી.

જ્યારે શ્રીકૃષ્ણ આવવાના હતા ત્યારે તેમના આગમન પૂર્વે ઘણાં વર્ષ અગાઉ નારદઋષિ અને બીજાઓએ તેમના આગમન સંબંધમાં કહ્યું હતું. ક્રાઇસ્ટના આગમનના સંબંધમાં જેમ જહોનધબેપ્ટીસ્ટે ભવિષ્યવાણી કહી હતી, તેમ શ્રી રામચંદ્રના સંબંધમાં પણ ઘણા ઋષિઓએ આગમનની આગાહી આપી હતી. અગાઉથી આવી ઉદ્ઘોષણા કરવી જરૂરની છે કે જેથી પ્રભુનો માર્ગ તૈયાર અને સરલ થાય. અને જગત્ બની શકે તેટલું તેમના આગમન માટે તૈયાર થાય, અને પ્રાપ્ત સંયોગોમાં તેમના ઉદ્દેશને મોટામાં મોટો વિજય પ્રાપ્ત થાય.

આ મંડળ આગમનનો સંદેશ આપી લોકમત તે દિશામાં કેળવવા માગે છે. જે જરૂરનું છે તે એજ કે લોકોએ તેમને નિષ્પક્ષપાત રીતે સાંભળવા જોઈએ, અને બીજાના કહેવા ઉપરથી કે અલ્પમતથી નહિ પણ તે જે કહે અને કરે તે ઉપરથી વિચારપૂર્વક તેમના સંબંધી તોલ બાંધવો જોઇએ.

વિરોધ મોટે ભાગે સર્વ સામાન્ય મનુષ્યો તરફથી અને ખાસ કરીને ગઇ વખતે તેમણે શીખવવાને પ્રયત્ન કરેલો તેના પરિણામે સ્થપાયેલા મંદિરો તરફથી આવશે. તારકસંઘના સભ્યો અત્યારે તે વિરોધ આવે એમ ઇચ્છે છે કે જેથી તે તે સભ્યો ઉપર પડે, અને જ્યારે તે જગતમાં પ્રકટ થાય ત્યારે તેમના ઉપર ઓછો આવે.

ઘણા દેશોના અને ઘણી જાતોના લોકોનું મંડળ એકઠું કરવાથી એમ આશા રાખવામાં આવે છે કે સઘળા વિરોધની સામે તેમના શરીરનું રક્ષણ કરવાને કિલ્લો બાંધવામાં આવે કે જેથી જ્યારે તે ફરીથી જગતને આશિસ આપવાને આવે, ત્યારે ગમે તે દેશમાં જાય, ત્યાં કેટલાક તો એવા મળી આવે કે જેઓ તે કોણ છે તે જાણે, તેમજ તેમના જીવનનો ઉદ્દેશ સમજે.

**ઉત્તર.** આ મંડળને પૂર્વના તારકનું મંડળ કેમ કહેવાય છે? તારકને તેની સાથે શું સંબંધ છે?

**પ્રશ્ન.** આ મંડળના ચિન્હ તરીકે પાંચકોણવાળો. રૂપેરી તારક છે. તે લટકતો હોય અથવા સળી સાથે ભરાવાનો હોય, અને તારક સભ્યોને જેમ બને તેમ તે પહેરવાને વિનંતિ કરવામાં આવે છે. આ તારક પાંચ મહાન્ સત્યોનો સૂચક છે.

## (૧) તે જગતના મહાન રાજાનું ચિન્હ છે.

જગતનો વિકાસ દોરવાનું જેમને સોંપવામાં આવ્યું છે, તે મહા પુરૂષ—આ જગતના આધ્યાત્મિક રાજાનું ચિન્હ અને રૂપક છે. તે મહા પુરૂષ તે મહાત્મા મંડળના મહાન અધિષ્ઠાતા છે. અને "સ્ટાર ઇન ધ ઇસ્ટ" પૂર્વનો તારક એ શબ્દ બોલતાં ખરી રીતે આપણે તેમના નામનો ઉચ્ચાર કરીએ છીએ.

(૨) આગમનનું ચિન્હ છે.

પૂર્વનો તારક એ આપણને બાઇબલના એક પ્રસંગનું ભાન કરાવે છે કે જે વખતે ત્રણ ડાહ્યા પુરૂષોએ–ત્રણ મોટા રાજાઓએ તારકનું ચિન્હ જોયું અને જગદ્‌ગુરૂના જન્મનું રૂપક હોવાથી તેઓ જેરૂસેલમ આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા "અમને પૂર્વ દિશામાં તેમના તારકનું દર્શન થયું છે. અને અમે તેમની ઉપાસના કરવા અહીં આવ્યા છીએ." જગતના ઉદ્ધારક બધા મહાપુરૂષોના સંબંધમાં આવી વાતો આપણે સાંભળીએ છીએ, કારણ કે તેમનાં શિક્ષણોની માફક જીવનના ઘણા પ્રસંગો પણ સરખાજ હોય છે.

આ રીતે પૂર્વનો તારક એ જગદ્‌ગુરૂના આગમનનું સૂચક ચિન્હ છે કે જેમના માર્ગ પર જગતના મહાન્ રાજાનો તારક પ્રકાશી રહ્યો છે; પૂર્વમાં તેમના તારકનું દર્શન એટલે જગદ્‌ગુરૂના સમીપ આગમનનું જ્ઞાન, અને તારક પહેરવો એટલે તે આગમનમાં અમારી માન્યતા છે એમ જાહેર કરવું તે.

(૩) દિક્ષાનું ચિન્હ.

તે મોટી દીક્ષાઓનું ચિન્હ છે; કારણ કે વિકાસક્રમની અમુક ઉંચી સ્થિતિએ જ્યારે મનુષ્ય પવિત્રતાના માર્ગે દીક્ષાના દ્વાર સમીપ આવી પહોંચે છે, ત્યારે મહાત્મામંડળના મહાન્ ઉપરિનો તારક તેના મસ્તક ઉપર ચળકવા લાગે છે એમ સૂચવીને કે જેના નામે બધી મહાન્ દીક્ષાઓ અપાય છે, તે એકજ દીક્ષા આપનારની સમંતિ મળી ચૂકી છે. આ પ્રમાણે તારક એ પ્રભુના વિશ્વવ્યાપીપણાનું, અને તેમાંથી અનુમાન તરીકે નીકળતી મનુષ્યની એકતાનું ચિન્હ છે. કારણ કે આપણે પ્રથમ જોઈ ગયા છીએ, તે પ્રમાણે મનુષ્યોનો ભ્રાતૃભાવ, સમીપમાં આવનાર તે પ્રેમમૂર્તિ જગદ્‌ગુરૂના શિક્ષણોનો મુખ્ય ભાગ થશે.

## (૪) મનુષ્યમાં રહેલા પ્રભુનું ચિન્હ.

તે મનુષ્યમાં રહેલા પ્રભુનું ચિન્હ છે. વિચારોની ઉચ્ચ ભૂમિકા પર આકૃતિઓ થાય છે, અને તેથી જ્યારે મનુષ્ય આ સૂર્યમંડળના અધિષ્ઠાતા પ્રભુનું ચિંતન કરે છે, ત્યારે તેમનો અમુક આકાર છે, એમ કલ્પવાને તે પ્રયત્ન કરતો નથી, તે છતાં તેના વિચારોને લીધે માનસિક ભૂમિકામાં અમુક આકૃતિ રચાય છે, અને આ આકૃતિ વિશ્વદૃષ્ટિથી જોતાં ઘણીવાર વાદળી રંગના પંચકોણ રૂપે દેખાય છે, અને તે મનુષ્યમાં પ્રકટ થયેલા પ્રભુનું ચિન્હ છે.

## (૫) પ્રભુમાં રહેલા મનુષ્યનું ચિન્હ.

દરેક મુખ્ય પ્રજાના વિકાસના પરિણામે એક દિવ્ય મનુષ્ય પ્રકટે છે. જેવી રીતે એક સ્થૂલ શરીરમાં લાખો અને કરોડો જીવતા પરમાણુ-ઓ સમાઇ જાય છે, તેવી રીતે તે મનુષ્યમાં ઘણા પાત્ર થયેલા જીવો સમાઈ જાય છે. આ પંચકોણનો આધ્યાત્મિક તારો એ અનંત કાળમાં વસતા મનુષ્યનું ચિન્હ છે. તેના પાંચ કોણ–બિન્દુઓ એ મનુષ્યના પાંચ અંગ–માથું–બે હાથ અને બે પગ–ને મળતા આવે છે અને તારક એ શાશ્વત મનુષ્યનો–સૂર્યમંડળના અધિષ્ઠાતાનો—સૂચક છે. માથું એટલે ઉત્તરદિશા, પગ એટલે દક્ષિણદિશા, અને લંબાવેલા બે હાથ પૂર્વ અને પશ્ચિમના સૂચક છે.

પણ આ બ્હારની વિશ્વવ્યાપી બાજુ સિવાય આ તારકની માનુષી અને વ્યવહારિક બાજુ પણ છે. મહાન્ જગદ્‌ગુરૂ પોતે પ્રેમનો મહાન્ તારક છે, અને તે તારકના પ્રકાશમાં આખી મનુષ્ય જાતિને લપેટી લેછે. માટે જે તારક પહેરે છે, તેણે તારકનાં લક્ષણો અને શક્તિઓ પોતાના દરરોજના જીવનમાં બતાવવાં જોઇએ. તેણે તારાની માફક નિરંતર પ્રકા-શવું જોઇએ, અને તેણે પ્રેમ, સહાનુભૂતિ, ઉદારતા અને સર્વગ્રાહી સમજ શક્તિનો પવિત્ર શ્વેત પ્રકાશ પ્રકટ કરવો જોઇએ, અને અમુક

મનોવૃત્તિઓથી ખેંચાયા વિના તેણે તારકની માફક દૃઢ રહેવું જોઇએ, અને દુનિયામાં જ્યાં ત્યાં તેણે મનુષ્યોને દોરનારા બનવું જોઇએ.

**પ્રશ્ન**—પણ કોઇ આ મંડળમાં જોડાયા સિવાય જગદ્‌ગુરૂના આગમનમાં શ્રદ્ધા રાખે, તો પછી આ મંડળમાં જોડાવાથી લાભ શો?

**ઉત્તર**—આ પવિત્ર અને ઉચ્ચ મંડળમાં પોતાના સંતોષ કે લાભને ખાતર સભ્ય થવા કોઇને કહેવામાં આવતું નથી; પણ જ્યારે તે મહાન્ ગુરૂ આવે ત્યારે તેમના કાર્યદક્ષ અને વ્યવહારૂ મદદગાર થઇ શકાય તે માટે પોતાની જાતને કેળવવા માટે આ મંડળમાં જોડાવું જોઇએ. માટે આ મંડળમાં "લેવા" નહિ પણ "આપવા" વાસ્તે તેમજ દરેક દિશાએ તારકનો સંદેશ ફેલાવીને તેમનાં સહકાર્યવાહક થવાને આ મંડળમાં આવવું જોઇએ. અમુક વ્યક્તિઓ જુદું જુદું કામ કરે તેના કરતાં અમુક મંડળ અથવા સંસ્થાના સભ્યો ભેગા મળીને કોઈ કાર્ય કરે તો તે વધારે અસરકારક અને વધારે ઉપયોગી થાય છે, અને સ્હેલાઇથી તે થઇ શકે છે, તેથી જગદ્‌ગુરૂના આગમનમાં માન્યતા ધરાવતા સઘળા ખરા ભકતોએ આ મંડળમાં જોડાવું જોઇએ, અને આવનાર મહાપુરૂષનો માર્ગ તૈયાર કરવા તેમજ તેમની પાસેથી જીવનનો પ્રકાશ મેળવવા માટે બને તેટલા મનુષ્યોને તેમની પાસે લાવવા ભેગા મળીને પ્રયત્ન કરવા જોઇએ.

વળી જે મનુષ્ય આ તારક સંઘનો સભ્ય બને છે, તે એક જીવતી સંસ્થાના ભાગ રૂપ બને છે, અને તેના જીવનમાં તે ભાગીદાર થાય છે. તેનું ભાન તે સંસ્થાના નેતાઓના ભાન સાથે જોડાય છે, અને તેમના દ્વારા તે ભાન પ્રેમ અને દયાની મૂર્તિની સાથે સંબંધમાં આવે છે.

જે મંડળ તેમના આગમનનું સૂચક છે, અને પ્રજાઓ પ્રત્યે તેમના સંદેશવાહકનું કામ કરે છે, તે મંડળમાં જોડાવું એ મોટો અધિકાર છે. ઘણા મનુષ્યો આ મંડળમાં આવ્યા વિના રહી શકેજ નહિ, કારણ

કે ભૂતકાળમાં તેઓએ આવા મહાન્ અને ઉચ્ચ કામ વાસ્તે મહેનત કરી છે, અને કાર્ય કર્યું છે, અને આવા મંડળમાં દાખલ થવાનો હક તેમને ભૂતકાળથી મળ્યો છે, તેમજ ભૂતકાળના શુભ કર્મોથી આ વખતે તેમની સેવા કરવાનો અધિકાર મળ્યો છે. તેથી આ મંડળમાં દાખલ થયા વિના તેઓ રહી શકેજ નહિ.

આ મંડળમાં દાખલ થવાનો મુખ્ય લાભ એ છે કે કર્મ, પુનર્જન્મ અને ભ્રાતૃભાવ જેવા મહાન્ સિદ્ધાંતોનું રહસ્ય તેના સભ્યોને મળે છે જ્યાં સુધી જ્ઞાન સેવા રૂપે પરિણમે નહિ ત્યાં સુધી નકામું છે. એટલે આ મંડળનું સભાસદપણું એટલે જ્ઞાનની વૃદ્ધિ, અને તે વધારે અને અસરકારક સેવા રૂપે પરિણમવી જોઇએ. બ્હારના મનુષ્યો જગદ્ગુરૂના આગમનમ ન માને, અને કદાચ માને તો પણ કેવળ માન્યતાથી સંતોષ માની બેસી રહે, પણ '**જે તારકનું કાર્ય કરે છે, તેજ તારક સભ્ય છે.**' અને તારક સભ્યોએ જગદ્ગુરૂના અનુયાયીઓ થવા ઉપરાંત તેમના પ્રતિનિધિએ અને કાર્યવાહકો બનવું જોઇએ. તેઓએ આંતર તેમજ બાહ્ય તૈયારી માટે કાર્ય કરવું જોઇએ; અને જ્યારે તે આવે ત્યારે તેમના સાધન તરીકે કાર્ય કરવાને માટે અત્યારથી સેવા કરીને તૈયાર થવું જોઇએ; અને આ રીતે તેમનું સભાસદપણું આળસ અને મંદતાના હલકા સ્વભાવમાંથી તેમનું રક્ષણ કરી ગુરૂદેવના કાર્યમાં તેમને જોડે છે.

પોતાના આ મંડળના પવિત્ર અને શુદ્ધ નિષ્ઠાવાળા સભ્યના હૃદય કરતાં જગદ્ગુરૂને પોતાના હૃદયને વધારે મળતું આવતું બીજું કોઇ સ્થાન નથી, અને આવા થોડા સભ્યો ભેગા મળવાથી એક સેન્ટર બને છે કે જે દ્વારા તે કાર્ય કરે છે; કારણ કે તેમણે કહ્યું છે કે મારે નામે બે કે ત્રણ મનુષ્યો ભેગા મળે છે, ત્યાં હું તેમની વચમાં હાજર હોઉં છું માટે જ્યાં પવિત્ર પ્રણાલીકા તૈયાર થાય, ત્યાં તે પોતાનું બળ અને શક્તિ આપવા તૈયાર હોય છે, અને આ મંડળનું સભાસદપણું તેમના ચોકસ

આગમન પૂર્વે પણ તેમની આનંદપૂર્ણ આશિષ વાસ્તે પ્રણાલિકા પુરી પાડે છે, અને પ્રભુના સહકાર્યવાહકો થવાની, તેમજ તેમની અદ્ભુત શક્તિઓની પ્રણાલિકા તરીકે તેમની સાચી અને પ્રશસ્ય સેવા કરવાની અસાધારણ તક આપે છે.

જ્યારે તે આવશે, ત્યારે અમે માનીએ છીએ કે તે દુનિયાના બધા સુધરેલા દેશોની મુલાકાત લેશે, અને તે વખતે ઘણાને અસર થઇ હશે, અને તેઓ તેમને કબુલ કરશે, તે છતાં આ મંડળના સભ્યોજ પ્રથમ તેમને સ્થૂલ જીવન ઉપર માન આપશે, તેમને કબુલ કરશે અને તેમનો આદરસત્કાર કરશે, અને તેમને સાંભળી શકે તેવા મનુષ્યો મેળવી આપશે; તેથી દરેક શહેરમાં અને દરેક ગામમાં તેમને વાસ્તે તૈયાર થયેલાઓનું સેન્ટર હોવું જોઇએ કે જેઓ અત્યારે તેમને વાસ્તે એવું એક સાધન તૈયાર કરે કે જેનો તે ઉપયોગ કરી શકે.

છેવટે ખરેખરા જીગરથી કાર્ય કરનાર સભ્ય જગદ્ગુરૂના નામે આંતર શુદ્ધિ રાખી બાહ્ય નિઃસ્વાર્થી કાર્યો કરે, તો જગદ્ગુરૂ પોતે તેને પોતાના શિષ્ય તરીકે સ્વીકારે, એવો પણ અધિકાર તેને મળી શકે. જ્યારે ગઇ વખતે તે આવ્યા ત્યારે આગમનનો સંદેશ પ્રચાર કરનાર જ્હોન ધ બેપ્ટીસ્ટ, અને ૧૨૦ મનુષ્યોના નાના સમુદાયે તેમને જાણ્યા અને પીછાણ્યા, અને જ્હોનના બે શિષ્યો તે પ્રેમમૂર્તિના પોતાના શિષ્યો થયા.

આપણે જાણીએ છીએ કે જગદ્ગુરૂને કાર્યવાહકો જોઇએ છે, અને કેટલાક જગદ્ગુરૂના કાર્યમાં તેમના પ્રતિનિધિ હોવા જોઇએ. નવીન સંસ્કૃતિ રચવાના કાર્યમાં પૂર્ણ ભક્તિથી આપણી જાત અર્પણ કરીને, આપણા જીવનનો દરેક કલાક તેમની સેવામાં આપીને અને દરેક કામ "તેમના નામે" કરીને તમે અને હું ક્યાં તેવો અધિકાર પ્રાપ્ત ન કરી શકીએ?



# તારક સંઘનો ટુંક ઇતિહાસ, અને ભવિષ્યનું કાર્ય.

૧૯૦૮ ના ડીસેમ્બરમાં અડ્યારમાં જગદ્‌ગુરૂના આગમનના સંબંધમાં પ્રથમ સંદેશ ડો. બેસન્ટે આપ્યો, તે પછી ૧૯૦૯ માં લંડનમાં "બદલાતી દુનિયા" એ વિષય ઉપર અને ૧૯૧૦માં "નજદીકનું ભવિષ્ય" એ વિષય ઉપર ભાષણો આપ્યાં, અને તેમાં જાહેર કર્યું કે પ્રેમનીમૂર્તિ મૈત્રેય પ્રભુ જલ્દીથી પૃથ્વી પર પધારશે. તે સમયથી ડો. બેસન્ટ અને તેમની સાથે રહી કાર્ય કરનારાઓએ દુનિયાના દરેક ભાગમાં આ સંદેશ જાહેર કર્યો છે.

હોલાંડમાં આવેલા ઓમેનમાં ચોથી આંતર રાષ્ટ્રીય તારક પરિષદમાં ૧૯૨૫ ના ઓગષ્ટની ૧૧ મી તારીખે ૮૦૦ પ્રતિનિધિઓ સંમુખ બોલતાં ડો. બેસન્ટે જગદ્‌ગુરૂએ તેમને આપેલો સંદેશ જણાવ્યો કે **જગદ્‌ગુરૂનો જન્મ એટલે જગદ્‌ગુરૂએ પસંદ કરેલા શરીરમાં તેમનું દાખલ થવું તે;** અને આ કામ ઘણી જલ્દીથી થશે. શ્રીયુત જે કૃષ્ણમૂર્તિ— તારક સંઘના માનનીય પ્રમુખ—જે અનેક જીંદગીઓથી આ ભવ્યકામને વાસ્તે પોતાને તૈયાર કરી રહ્યા છે, તે દયામૂર્તિનું વાહન થશે.

## બાર મુખ્ય શિષ્યોમાંથી સાતનાં નામ

ગયે વખતે જેમ ક્રાઇસ્ટ તરીકે જગદ્‌ગુરૂએ ૧૨ મુખ્ય શિષ્યો—ગણધરો–Apostles પસંદ કર્યા હતા, તેમ આ વખતે પણ પસંદ કરશે. તેમાંના સાતનાં નામ ડો. બેસન્ટે તેમની પરવાનગીથી રજુ કર્યાં હતા. (૧) લિબરલ કેથોલિક ચર્ચના અધ્યક્ષ ધર્મગુરૂ રાઇટ રેવરંડ સી. ડબલ્યુ. લેડબીટર. (૨) થિઓસોફીકલ સોસાઇટીના પ્રમુખ ડો. બેસન્ટ (૩) થિઓસોફીકલ સોસાઇટીના ઉપપ્રમુખ શ્રીયુત્ સી. જીનરાજદાસ.

(૪) બીશપ જ્યૉર્જ એરંડેલ (૫) બીશપ વેજવુડ (૬) રેવરંડ ઓસ્કાર કોલરસ્ટ્રોમ અને (૭) શ્રીમતી રૂક્મિણી એરંડેલ—જેમને વિષે ડૉ. બેસન્ટે "this Indian girl of a glorious past"—ભવ્યભૂતકાળની આ હિંદની પુત્રી—તરીકે ઉલ્લેખ કર્યો હતો.

૧૯૨૫ના ઓગષ્ટમાં ડૉ. બેસન્ટે કહેલી ભવિષ્યવાણી ઘણી જલ્દીથી ૧૯૨૫ ના ડીસેમ્બરની તા. ૨૮ મીએ ખરી પડી. તે દિવસે તારકસંઘના સભ્યોની એક મોટી મીટીંગ અડ્યારમાં થિઓસોફિકલ સોસાઇટીના ૫૦ વર્ષના જ્યુબિલી કન્વેશન વખતે મળી હતી. તેમાં લગભગ ૩૦૦૦ સભ્યો એકત્ર થયા હતા. "Live nobly" "ઉમદા જીવન ગાળો" એ ભાષણનો વિષય હતો. તે વખતે ત્રણ ભાષણ કરનારા હતા. બીશપ લેડબીટર, શ્રીયુત કૃષ્ણમૂર્તિ અને ડૉ. બેસન્ટ. બીશપ લેડબીટરના વ્યાખ્યાન પછી જ્યારે શ્રીયુત કૃષ્ણમૂર્તિ વ્યાખ્યાન આપતા હતા, ત્યારે છેવટના ભાગમાં પરમ પ્રેમની મૂર્તિ મહાન્ જગદ્ગુરૂ તેમના દ્વારા એક મીનીટ બોલ્યા. આ રીતે પ્રથમજ વાર ૨૦૦૦ વર્ષનું મૌન તજીને બોલ્યા. અને આ બનાવ તે જગદ્ગુરૂનો આ પૃથ્વીપર જન્મ. આ બનાવની સવિસ્તર હકીકત નીચે પ્રમાણે આપવામાં આવી છે.

મનુષ્યના જીવનમાં તેમજ જગતના જીવનમાં કેટલાક શુભ પ્રસંગો બને છે. આવા શુભ પ્રસંગના દિવસોને કેટલાક ધર્મો કલ્યાણકારી દિવસો—કલ્યાણક કહે છે. કાશીના પવિત્ર સ્થળમાં ૧૯૧૧ ના ડીસેમ્બરની તા. ૨૮ મીએ જે મનુષ્યો તારક સભામાં હાજર હતા, તે બધાને જગદ્ગુરૂની હાજરીનું ભાન થયું હતું. તે દિવસથી તા. ૨૮ મી ડીસેમ્બર તારક સંઘના ઇતિહાસમાં પવિત્ર દિવસ ગણાય છે, અને તારક સભ્યોનાં હૃદયો તે દિવસે તે પ્રેમમૂર્તિ તરફ ભક્તિભાવથી ઢળે છે. ૧૪ વર્ષ પછી સન ૧૯૨૫ ના ડીસેમ્બરની તા. ૨૮ મીનો દિવસ પણ શુભ યાદગીરીના

દિવસ તરીકે ભવિષ્યમાં જાણીતો થશે. વડના વૃક્ષ નીચે તેમજ તેનાથી દૂર તારકસંઘના સભ્યો પ્રાતઃકાળમાં આઠ વાગે એકત્ર થયા હતા. તે સભાસદોના વાસ્તેનીજ મીટીંગ હતી. શરૂઆતમાં બીશપ લેડબીટરે મહાત્માઓના આધ્યાત્મિક ભ્રાતૃમંડળમાં જગદ્ગુરૂનું સ્થાન તથા કર્તવ્ય સમજાવ્યું હતું, અને જે જીવાત્મા બુદ્ધ તરીકે છેવટના ભવમાં પ્રકટ થયા, તે મહાન્ આત્માએ વ્યાસ, જરથુસ્ત, હર્મીઝ તથા ઓર્ફિઅસ તરીકે કેવા કેવા ભાગ જુદી જુદી પ્રજામાં ભજવ્યા હતા, તે ટુંકમાં દર્શાવ્યું હતું. બુદ્ધત્વ પ્રાપ્ત કર્યા પછી તે મહાન્ આત્માએ જગદ્ગુરૂની પદવીનો ચાર્જ છોડી દીધો અને મૈત્રેયઋષિએ તે પદવી સ્વીકારી. તેમણે બાળકૃષ્ણ તરીકે હિંદુઓને પ્રેમ અને ભક્તિ ભાવનો પાઠ શીખવ્યો, અને ક્રાઇસ્ટ તરીકે પોતાના શિષ્ય જીસસના શરીરનો ઉપયોગ કરી પશ્ચિમની પ્રજાને વ્યક્તિત્વની ખીલવણી અને આત્મભોગના ઉમદા પાઠો શીખવ્યા. જેનાં દર્શન કરવાને રાજાઓએ રાજ્ય આપી દીધાં હોત તેવા પરમપ્રેમની મૂર્તિ જગદ્ગુરૂ આપણે આંગણે આવે છે. માટે આવી અમૂલ્ય તક ગુમાવતા ના. જગતના ઇતિહાસમાં આવા શુભ પ્રસંગો હજારો વર્ષમાં એકાદ વાર આવે છે, માટે તમારા પૂર્વ જન્મોના શુભ કૃત્યોના પરિણામે મળેલા આ શુભ પ્રસંગનો લાભ લો, અને તેમનો આદર સત્કાર કરવા તમારાં હૃદયોને તૈયાર કરો. આપણે જગદ્ગુરૂને મનુષ્યોના ગુરૂ તરીકે ઓળખીએ છીએ, પણ તે દેવોના પણ ગુરૂ છે. જગત્ વિકાસ પામતું જાય છે, અને સ્થૂલ દુનિયા અને સૂક્ષ્મ દુનિયા વચ્ચેની દીવાલ તૂટતી જાય છે, એટલે આપણે દેવો સાથે વધારે નજદીકના સંબંધમાં થોડા વર્ષમાં આવતા જઇશું.

જગદ્ગુરૂએ થિઓસોફીકલ સોસાઇટીના પ્રમુખને આ સંદેશ પહોંચાડવા માટે પસંદ કર્યા છે, તે ઉપરથી તે કેવા પ્રકારનાં શિક્ષણ આપશે,

તેનો કાંઇક ખ્યાલ આપણે બાંધી શકીએ. મનુષ્યોના ભ્રાતૃભાવ ઉપર તે વધારે ભાર મૂકશે. માટે તમે પણ તે ભ્રાતૃભાવના સિદ્ધાંતને હૃદયમાં રાખી વર્તન કરશો તો જગદગુરૂને વિશેષ સારી રીતે સમજી શકશો.

તે પછી તારકસંઘના પ્રમુખ શ્રીયુત કૃષ્ણમૂર્તિએ ઉમદા અને પવિત્ર જીવન ગાળવાનો બોધ આપતાં કહ્યું કે તમે તમારા હૃદયોને પવિત્ર બનાવો, મનનો કચરો કાઢી નાખો, તમારા પ્રેમને વિશાળ બનાવો કે જેથી તમે બીજાઓને સારી રીતે સમજી શકો, અને બીજાઓ પ્રત્યે દીલસોજી રાખી શકો. જો આપણે આ માર્ગે જવું હોય તો શ્રી બુધ્ધે જે માર્ગ લીધો હતો તે આપણે પણ લેવો જોઇએ. બુદ્ધને તેમના પિતાએ દરેક પ્રકારના અશુભથી દૂર રાખ્યા હતા. જ્યાં શારીરિક સગવડો, સુંદરતા, અને ઉપભોગનાં સાધનો પુષ્કળ હોય તેવા સ્થળમાં તેમને રાખવામાં આવ્યા હતા. તેમણે એક દિવસ નગર દર્શન કરવાની ઇચ્છા તેમના પિતાને દર્શાવી. તેમના પિતા શુધ્ધોદન રાજાએ નગરને સાફ રાખવાને, રસ્તાઓ ચોખ્ખા રાખવાને, ઘેર ઘેર તોરણો બાંધવાને હુકમ કાઢયો. છતાં તે જ્યારે બ્હાર જોવા નીકળ્યા ત્યારે એક પશુને બીજાને મારી નાખતું જોયું. જ્યાં ત્યાં કતલ થતી જોઈ. તેમણે એક માંદા મનુષ્યને જોયો, એક વૃદ્ધ પુરૂષને દેખ્યો અને એક શબને જોયું. આ બધું જોયા પછી તે ઘેર આવ્યા. તેમને શાંતિ વળી નહિ. તે જીવનના પ્રશ્નોપર વિચાર કરવા લાગ્યા. શા સારૂ કતલ? શા સારૂ વૃદ્ધાવસ્થા? શા સારૂ મરણ? આ બધામાંથી જગતને બચાવવા મારે શો માર્ગ લેવો જોઇએ? તેમણે ઘણા પંડિતો સાથે, તત્ત્વજ્ઞાનીઓ સાથે વાતો કરી, ઘણા વિદ્વાનોની શોધમાં ભટકયા કર્યું. જ્ઞાન ચર્ચા થઇ, પણ તેમના સત્ય જીજ્ઞાસુ હૃદયને તૃપ્તિ ન થઇ. પછી પોતે પવિત્ર બોધિવૃક્ષ નીચે પદ્માસન વાળી ધ્યાન કરવા બેઠા. ઘણાં વર્ષો પછી—ઘણી જીંદગીઓના પ્રયાસ પછી

તેમણે પ્રકાશ મેળવ્યો. તેમણે આનંદ અનુભવ્યો. તે મરણના, રોગના, વૃદ્ધાવસ્થાના વિજેતા બન્યા. આ માર્ગપરજ અનંત શાંતિ, અનંત પવિત્રતા અને અનંત પ્રકાશ રહેલા છે. જે પ્રકાશ તેમને મળ્યો તે પ્રકાશ તેમણે પોતાના શિષ્યોને આપ્યો, અને લોકોને તે પ્રકાશ આપવા માટે તેમણે શિષ્યોને ચારે દિશાએ મોકલ્યા. હજારો જીવો તેમણે બતાવેલે માર્ગે ચાલી શાંતિ પ્રાપ્ત કરી શક્યા. તે જગદુદ્ધારક બન્યા. આપણે આજ જીંદગીમાં બુદ્ધ ન થઇ શકીએ પણ જે માર્ગ તેમની સમીપ આપણને લઇ જાય, તે માર્ગ પર આપણે ચાલી તો શકીએ. તે આપણા પરમ મિત્ર, પરમ ગુરૂ અને પરમ નાયક છે. આપણે દરેક જગદ્ગુરૂના ખરા શિષ્ય થઇ શકીએ, તેમની ધજા ઉંચકનાર બની શકીએ. પણ ખરા શિષ્ય થવા માટે આપણું ચારિત્ર ઉત્તમ બનવું જોઇએ, મન અને લાગણીઓ પવિત્ર થવાં જોઇએ. બીજાઓને નમુનારૂપ થાય તેવું જીવન ગાળવું જોઇએ. તમારી ઇચ્છાશક્તિ નિર્મળ હોવી જોઇએ કે જેથી તમે બીજાને સ્હાઇ શકો, બીજાની સેવા કરી શકો. તમારાં કાર્યો વિચાર પૂર્વકનાં અને નિઃસ્વાર્થી હોવાં જોઇએ. તમારી લાગણીઓ પવિત્ર હોવી જોઇએ, કારણ કે તમે તેમના પ્રતિનિધિ છો, તમે તેમના અનુયાયી છો, તમે તેમના શિષ્ય છો. લાગણીઓ સુંદર પણ સંયમમાં હોવી જોઇએ. અને તમારૂં મન જગદ્ગુરૂની સેવામાં અર્પણ કરી શકાય તેવું કેળવાયેલું હોવું જોઇએ. તમારે જ્યાં ત્યાં દિવ્યતા જોવાને પ્રયત્ન કરવો. જ્યાં ત્યાં દિવ્યતા ઝળકી રહી છે, તમે બેડોળ વસ્તુમાં પણ દિવ્યતાને જોઈ શકશો. જો, તમે નાની નાની બાબતોમાં પણ ઉમદાપણું બતાવો તો તમે ગુરૂદેવને નજરો નજર જોઇ શકશો.

ગુરૂદેવના સાચા શિષ્ય થવાની એકજ ધારણા, એકજ ઉમેદ એકજ જીવન ઉદ્દેશ રાખો.

—

જે ઉત્તમત્તાની મૂર્તિ છે, તેમના આગમનની આપણે આશા રાખીએ છીએ. તે આપણી સાથે છે.

He comes to lead us and He comes only to those who have not understood, who have suffered who are unhappy, who are unenlightened. He comes only to those who want, who long, and—

" તે આપણને દોરવાને આવે છે, જેઓ સમજ્યા નથી, જેઓએ દુઃખ અનુભવ્યું છે, જેઓ દુઃખી છે, જેઓ પ્રકાશરહિત-અજ્ઞાન છે તેમને વાસ્તેજ આવે છે. જેઓ માગે છે, ઇચ્છે છે, અને તલસે છે તેમને માટેજ તે આવે છે—અને " એક ક્ષણવાર ચમકારો થયો, અને જગદ્‌ગુરૂનો મધુર અને ગંભીર અવાજ કૃષ્ણમૂર્તિના મુખદ્વારા ગાજી રહ્યો.

" I come for those who want sympathy, who want happiness, who are longing to be released, who are longing to find happiness in all things. I come to reform, not to tear down; not to destroy, but to build. "

**" જેમને દીલસોજીની જરૂર છે, જેમને સુખની જરૂર છે, જેઓ મુક્ત થવા માગે છે, જેઓ સર્વ વસ્તુઓમાં સુખને શોધવાને તલસે છે તેમને માટે હું આવું છું. હું તોડી નાખવાને નહિ પણ સુધારવાને, નાશ કરવાને નહિ બાંધવાને આવું છું. "**

તે પછી ડો. બેસન્ટે ભાષણ આપતાં કહ્યું કેઃ—પ્રાચીન સત્યોને સઘળા ધર્મો જાહેર કરે છે, પણ ઘણા થોડા તે પ્રમાણે જીવન ગાળે છે. ઘણા થોડા મનુષ્યોએ ભ્રાતૃભાવમય જીવનનો સાક્ષાત્કાર કર્યો છે,

પ્રજાના જીવનના દરેક વિભાગમાં મોટા ફેરફારો કરવાની જરૂર છે.

ક્રાઇસ્ટ મહાત્માએ ઘણોજ ઉમદા પાઠ આપ્યો. પણ અત્યારે તો તેમણે જે ઉપદેશ આપ્યો હતો, તેના કરતાં વિરૂદ્ધજ બનાવો જોઇએ છીએ. તે આપણને દોરવાને રાહ જોઇ રહ્યો છે, પ્રયત્ન કરી રહ્યા છે. પણ તેમના પ્રયત્નને પણ અમુક હદ હોય છે. મનુષ્યોની દોરાવાની ઇચ્છા હોય તોજ તે દોરી શકે, નહિ તો તેમની ઇચ્છા વિરૂદ્ધ દોરી શકે નહિ. પૃથ્વીની રંગભૂમિપર અત્યારે મોટું નાટક ભજવાઇ રહ્યું છે. આપણે દરેકે તેમાં પોતાનો હિસ્સો આપવાનો છે. ચીનનો બુદ્ધ મેં જણાવે છે "અંદર જો. તુંજ બુદ્ધ છે" ખ્રીસ્તી ધર્મનાં પુસ્તકો જણાવે છે કે "તમારામાં ક્રાઇસ્ટનો જન્મ થવો જોઇએ." જગદ્‌ગુરૂ આપણને અનુપમ આદર્શ પોતાના જીવનથી આપી રહેલા છે. આપણા જીવનમાં તેમના જીવનને ઉતારવાને તેમના જીવનનો અનુભવ કરવાને પ્રયત્ન કરવો જોઇએ. ખ્રીસ્તી ગુપ્તજ્ઞાની જણાવે છે કે "જે પ્રમાણમાં ક્રાઇસ્ટનું જીવન આપણામાં ઉતરે છે, તે પ્રમાણમાં તે ખરેખર આપણા ઉદ્ધારક બને છે."

ક્રાઇસ્ટ મહાત્માએ પોતાનો પ્રેમ તથા દયા બતાવવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ લોકોના વિરોધથી તે પોતાની શક્તિનો ઉપયોગ કરી શક્યા નહિ. ઓમેનમા કેટલીક બાબતો જાહેર કરવામાં આવી હતી, આશા રાખવામાં આવે છે કે આ વખતે તેમને સમજનારા વિશેષ મનુષ્યો મળી આવે. છેવટની સ્થિતિ કેવી થશે તે કોણ કહી શકે?

પાંચમી ઉપપ્રજામાં વિજ્ઞાનશાસ્ત્રીના જેવું વસ્તુવિષયક મન વધારે ખીલેલું છે. તેવા મનને વાસ્તે આ બાબતો સમજવાનું કામ ઘણું કઠણ છે. જે વસ્તુ સમજાય નહિ તેથી તેવું મન પાછું હઠવાનો વિશેષ સંભવ છે. પણ અત્યારે મનુષ્ય જાતિનો કેટલોક ભાગ એ સ્થિતિએ પહોંચ્યો

છે કે જ્યાં **આંતર પ્રતિભા** ખીલતી જાય છે. આંતર પ્રતિભા એ અંદર રહેલા પ્રભુનો—અંતરયામીનો ધીમો અવાજ છે. બ્હારના જગતના ઘોંઘાટમાં શ્રીકૃષ્ણની મોરલીનો ધીમો નાદ સંભળાતો નથી. જે પ્રમાણમાં પ્રેમ અને દયા તમે ખીલવતા જશો, તે પ્રમાણમાં તમે તેમનો અવાજ સાંભળી શકશો. તમારે વાસ્તે સુંદર તક છે. તમારા દરેકનું ભવિષ્ય ઘણું સુંમી છે. આપણા વડિલ બંધુનો સત્કાર કરવાને આપણા હૃદયનાં દ્વાર ખુલ્લાં રાખવાં જોઇએ. તે કહે છે "Behold! I stand at the door and knock; If any man will open, I will come in" જુઓ! હું દ્વાર આગળ ઉભો રહી તે ઠોકું છું. જો કોઈ પોતાના હૃદયનાં દ્વાર ઉઘાડશે તો હું તેમાં પ્રવેશ કરીશ." આપણે કેવી વૃત્તિ રાખવી જોઇએ તેનું સૂચન આ શબ્દો પરથી થાય છે. આપણા જેવાજ મનુષ્યોએ ભૂતકાળમાં ક્રાઇસ્ટની અવગણના કરી હતી, તેમનો તિરસ્કાર કર્યો હતો. તેઓએ દુષ્ટબુદ્ધિથી કે ઉંડા દ્વેષથી નહિ પણ અવિચારીપણાથી મોટી ભૂલ કરી હતી. આપણે પણ તેમના જેવાજ મનુષ્યો છીએ, આપણામાં પણ તેવીજ નિર્બળતાઓ છે. આ વખતે પણ અસલના ડાહ્યા પુરૂષો માફક કેટલાકે તારકને પ્રકાશતો જોયો છે. ઘણાએ તેમની દુનિયામાં તારક પ્રકાશની ઝાંખી મેળવી છે. તેવા શિષ્યો મહાન્ જગદ્ગુરૂની છાયા નીચે રહી નવા જમાનાનો પાયો રોપશે. તે આપણા હૃદયમાં જન્મ્યા છે. જે પ્રમાણમાં આપણે આસપાસના મનુષ્યોને ચાહતાં શીખીશું, તે પ્રમાણમાં તેમના દરેક શિષ્યના વદનમાં આપણે તેમના વદનને નિહાળી શકીશું. રૂપેરી તારકના સભ્યો! તમને શાંતિ હો.

---

આ મીટીંગના સંબંધમાં લખતાં પૂજ્ય ડૉ. બેસન્ટ લખે છે કે હું માનું છું કે તે વખતે બોલનાર (શ્રીયુત કૃષ્ણમૂર્તિ) દ્વારા જગદ્ગુરૂ બોલ્યા

તે જગદ્‌ગુરૂ એકજ સંસ્થા સાથે બંધાઈ જશે નહિ, પણ વિશ્વ વ્યવસ્થાપક ન્વેતાશ્રમી ભ્રાતૃમંડળના આશીર્વાદો અખિલ જગત પર વ્હેવરાવશે.

ઉપર જણાવેલાં કારણોથી મનુષ્યજાતિના ઉદ્ધારક, પરમપ્રેમની મૂર્તિ-જગતના તારણહારના આગમનની વાતો તેમના પસંદ કરાયેલા ભક્તો ઉચ્ચારી રહ્યા છે. તે શાંતિના કુમારની આખું જગત્ રાહ જોઇ રહ્યું છે.

જેમના દર્શન વાસ્તે રાજાઓ રાજપાટ તજી દેતા, અને યોગીઓ અનેક વર્ષો સુધી તપશ્ચર્યા કરતા, અને લોકો સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થતા, છતાં પણ જેમનાં દર્શન પામવાનું કામ કઠિન હતું તે પ્રેમની મૂર્તિ સર્વ ધર્મોના સ્થાપક, સૌંદર્યનું હૃદય, પ્રભુનું જ્ઞાન, આપણી મુક્તિના નાયક, દુઃખીઆના બેલી, નિરાધારનો આધાર-મહાન્ જગદ્‌ગુરૂ આ પૃથ્વી ને પાવન કરવાને આપણી વચમાં આવી ગયા છે. હવે પ્રશ્ન માત્ર એટલોજ છે કે તેમને ઓળખો, અને જો તમારી ખાત્રી થાય કે તે મહાન્‌ગુરૂ છે, તો પછી તમારૂં મન, તન, અને ધન તેમને ચરણે ધરો અને તેમને પૂર્ણ જીગરથી અનુસરો, તેમની આજ્ઞા ઉઠાવો, જગતનું કલ્યાણ કરવાના તેમના માર્ગમાં બને તેટલી સેવા અર્પણ કરો, અને તેમના સાચા ભક્ત થાઓ.

**જગદ્‌ગુરૂનો આશીર્વાદ સર્વ પર હો.**

---

યુવકોના હિતાર્થે પ્રકટ થતું માસિક

# નવયુવક.

**Be God-loving and Man-serving.**
**Be pure, be efficient, be strong.**

યુવકો એ ભવિષ્યના નાગરિકો છે. યુવાવસ્થાનો સમય એ આ બાંધવાનો, કલ્પના કરવાનો, અને ભવિષ્યના જીવનનો પાયો નાખ સમય છે; માટે તે સમયમાં જો તેમના આગળ ઉચ્ચ આદર્શો કરવામાં આવે, તો તેઓના **જીવનની દિશાજ** બદલાઇ જાય, યુવકો ભવિષ્યમાં **ચારિત્રશીલ, સેવાપરાયણ, કાર્યદક્ષ** અને ર **અચી** નાગરિકો બને. આવો ઉચ્ચ હેતુ લક્ષમાં રાખી આજના સારૂ આ માસિક છેલ્લા એક વર્ષથી પ્રકટ કરવામાં આવ્યું છે. અને વડીલો વચ્ચે **સહકાર** વધે તોજ **ઉજ્વળ ભવિષ્યની** અને **ઉંચી સંસ્કૃતિની** આશા રાખી શકાય, તે માટે આ માસિકનો લાભ કેવળ યુવકોએજ લેવાનો નથી, પણ યુવકોના આદર્શો સમજવાને, યુવકો કયી દિશામાં પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે જાણવાને, અને યુવકો સાથે સમજપૂર્વકનો સહકાર કરવાને **વડીલોને** પણ આ માસિક વાંચવા આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવે છે.

યૌવન એટલે **ઉષા**, યૌવન એટલે **આશા**, યૌવન એટલે કરૂ યૌવન એટલે **ઉદારતા**, યૌવન એટલે **પ્રેમ**, યૌવન એટલે શ્ર યૌવન એટલે **સ્નેહ**, યૌવન એટલે **સૌંદર્ય**, યૌવન એટલે **ધૈર્ય**, યૌવન એટલે **ઉત્સાહ**. આવા અનેક સદ્ગુણોનાં બીજ જે યુવ રહેલા છે, તેને જળસિંચન કરવાને આ માસિક યથાશક્તિ પ્રયત્ન રહ્યું છે. ઘણા યુવકો તેનો લાભ લઇ શકે માટે તેનું વાર્ષિક લવાજ માત્ર રૂ. ૧ રાખવામાં આવ્યું છે. છુટક નકલના બે આના. નમુન નકલ માટે એક આનાની ટીકીટ મોકલી આપો.

લખો **મણિલાલ નથુભાઈ દોશી.** રતનપોળ—**અમદાવા**

મહંતની—નવયુવક.